# વૈદ્યોના અનુભૂત પ્રયોગો

વૈદ્યસંમેલનો અને વૈદ્યસભાઓમાં
વૈદ્યોએ બતાવેલા અનુભવસિદ્ધ
પ્રયોગોનો સંગ્રહ



જેઠાલાલ ઈશ્વરશંકર દવે વૈદ્ય
આરોગ્ય ઑફિસ
અમદાવાદ.

હુન્નરવિજ્ઞાનની ૭ મા વર્ષની ભેટ.

# વૈદ્યોના અનુભૂત પ્રયોગો

( વૈદ્યસંમેલનો અને વૈદ્યસભાઓમાં વૈદ્યોએ બતાવેલા અનુભવસિદ્ધ પ્રયોગોનો સંગ્રહ)


સંપાદક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય.**

તંત્રી ભાગ્યોદય.

**હુન્નરવિજ્ઞાન ઑફીસઃ ખાડીયા—અમદાવાદ.**





**શ્રી ભાગ્યોદય ઇલેક્ટ્રીક પ્રિન્ટીંગ પ્રેસમાં**

જેઠાલાલ દેવશંકર દવેએ

પોતાને માટે છાપી પ્રસિદ્ધ કર્યું.

ખાડીયા——અમદાવાદ.

**પ્રથમ આવૃત્તિ.** પ્રત ૨૦૦૦. સને ૧૯૨૯. સંવત ૧૯૮૫.

**મૂલ્ય રૂ. ૧-૮-૦.**

# જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

**કોર્ટમાં શિક્ષક**—ફોજદારી, રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ રૂ.૧૫)

**ભવિષ્યવેત્તા**—ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ.૫)

**ધનવાન**—(વોલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો. કી. રૂ. ૧૦)

**ધનવાન**—(વો. ૨ જું) **ધનપ્રાપ્તિના માર્ગો** હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ. ૮)

**માસ્તર ઓફ નોલેજ**—અંગ્રેજી, બંગાળી.મરાઠી,હિંદી, સંસ્કૃત,શિક્ષક. રૂ. ૯)

**હિંદુસ્તાનની તીર્થયાત્રા**—આખા હિંદનાં ધામોની સંપૂર્ણ હકીકત રૂ.

**સ્વધર્મનિષ્ટ દૈવીજીવન**—ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જીવન રૂ. ૬)

**ત્રિકાળદર્શક દર્પણ**—(વો. ૧ લું) કિંવા પ્રેતાવાહન વિદ્યા રૂ. ૫)

**ચમત્કૃતિજ્ઞાનદર્શક દર્પણ**—થોટરીડીંગ, યોગવિદ્યા, મેસ્મેરીઝમ રૂ. ૫)

**સ્ત્રીહિતશિક્ષક**—ચંદ્રકાંતની આત્મકથારૂપે ૧૫૦ સતીઓનાં જીવન રૂ. ૪)

**શ્રીમદ્શંકરાચાર્ય**—ચારિત્ર્ય કિંવા શંકરદિગ્વિજય સંપૂર્ણ જીવનચરિત્રરૂ.૩)

**શ્રીચરકસંહિતા**—વો.૧લું. મૂળસહિત ભાષાંતર વૈદકનો પુરાતની ગ્રંથ રૂ. ૫)

**મહાત્મા ગાંધી** અને હિંદના નરરત્નોનાં જીવનચરિત્રો. રૂ. ૧-૮

**રેવન્યુ અને ફોજદારી**—૨૦ કાયદાઓનો સંગ્રહ (ચોથી આવૃત્તિ) રૂ. ૪)

**વહુઠકુરાણી**—ટાગોરકૃત નવલકથા ( સ્ત્રી ઉપયોગી ) રૂ. ૧॥

**રાજર્ષિ**—ટાગોરકૃત નવલકથા ( બાળ ઉપયોગી ) રૂ. ૧॥

**ગૃહિણી રત્નમાળા**—ભા. ૧ લો અને બીજો—કૌમુદિનીની આત્મકથા. રૂ.૨॥

**પરશિઅન નાઈટ્સ**—અરેબીયનનાઈટસ જેવીજ રસીલી વાતોનો સંગ્રહરૂ.૧)

**એકાગ્રતા અને દિવ્ય શક્તિ**—અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧)

**આત્મજ્યોતિ**—કિંવા બ્રહ્મદર્શન—તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ. ૧)

**વૈદ યાને વૈદક**—ભા. ૧-૨ વૈદકીય પુસ્તક; વૈદકના અનેક પ્રયોગો રૂ. ૧॥

**દેશી વૈદુ**—વૈદકનું ઉત્તમ પુસ્તક; વૈદકની શાસ્ત્રીય દવાઓનો સંગ્રહ. રૂ.૧)

**જેઠાલાલ દેવશંકર દવે, ખાડીઆ—અમદાવાદ.**

# પ્રસ્તાવના

હુન્નરવિજ્ઞાનના ગ્રાહકોને દર વર્ષે ઉપયોગી ભેટ અપાય છે. આ વર્ષે વૈદ્યોના અનુભૂત પ્રયોગો એ પુસ્તક ભેટમાં આપવા ધાર્યું છે. આ પુસ્તકમાં વૈદ્ય સંમેલનોમાં વૈદ્યોએ બતાવેલા અનુભવ સિદ્ધ પ્રયોગોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ પ્રયોગો વૈદ્યોએ ખરા અંતઃકરણથી જે પોતાના ખાસ ખાનગી હતા તે પણ બતાવી દીધેલા છે. કોઇ એકાદ દવા જાણવા માટે તેના જાણકારની કેટલી ખુશામત કરવી પડે છે ત્યારે તે જાણી શકાય છે. કેટલીકવાર એકજ પ્રયોગ જાણવા હજારો રૂપીયા ખર્ચી નાંખવા પડે છે તેમજ ઘણા પોતાના પ્રયોગો હજારો રૂપીયા લઇ બીજાને વેચે છે. આ બધું લક્ષમાં લેતાં આ પુસ્તકમાં જે જે પ્રયોગો આવેલા છે તે કેટલા ઉપયોગી છે તે જયારે તમે તેમાંના કોઇ એકાદની અજમાયશ કરી લેશો ત્યારેજ સમજાશે.

આ પુસ્તકમા ગુજરાત પ્રાંતિક ચારે વૈદ્યસમેલનમાં વદ્યોએ બતાવેલા પ્રયોગોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઉપરાંત જયપુર વૈદ્યસંમેલનમાં બતાવેલા પ્રયોગો, અમદાવાદ વૈદ્યસંમેલનમાં બતાવેલા પ્રયોગો. સિંધ પ્રાંતિક વદ્યસમેલનમાં બતાવેલા પ્રયોગો, પંજાબ પ્રાંતિક વદ્ય સંમેલનમાં

બતાવેલા પ્રયોગો ઉપરાંત કેટલાક વૈદ્યોએ ભાગ્યોદયમાં જણાવેલા અનુભૂત પ્રયોગોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. એથી આ પુસ્તક ધાર્યા કરતાં વધુ ઉપયોગી થઈ પડશે એવી અમારી માન્યતા છે.

હુન્નરવિજ્ઞાનના ગ્રાહકોને આવાં ઉપયોગી પુસ્તકો ભેટ મળે છે એથી તેના ગ્રાહકો સમજી શકશે કે તેમની પાસે લેવામાં આવતું લવાજમ ઘણુંજ નજીવુ છે.

હુન્નરવિજ્ઞાન ઓફીસ
ખાડીઆ—અમદાવાદ.
તા. ૧-૪-૧૯૨૯
ફાગણ વદ ૫, સં. ૧૯૮૫.

જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય.
તંત્રી ભાગ્યોદય.

---

# વિષયાનુક્રમણિકા

વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકે

# પાંચસો રૂપીયા ખર્ચતાં ન મળે તે પુસ્તક

## માત્ર રૂ. ૧૫ માં જ

# કાયદાનો શિક્ષક (ચોથી આવૃત્તિ)

જેની અંદર નીચે પ્રમાણે ફોજદારી, રેવન્યુ અને દીવાની ૧૨૪ કાયદાઓ આપેલા છે. જેની હજારો નકલો થોડાજ વખતમાં ખપી ગઇ છે. કાયદાનું જ્ઞાન દરેક માણસે મેળવવું જોઇએ. આ પુસ્તકને માટે કલેકટરો, હાઇકોર્ટ જડજો, સેશન જડજો, માજીસ્ટ્રેટો, દીવાનો, સરસુબા વીગેરે અનેક વિદ્વાનોના હજારો અભિપ્રાયો મળ્યા છે. કીં. રૂ. ૧૫–૦–૦ છે.

**ફોજદારી કાયદા**–ક્રિમિનલ પ્રોસીજરકોડ ટીકા સાથે; ઇન્ડીઅન પીનલકોડ ટીકા સાથે, ડીસ્ટ્રીક્ટ પોલીસએકટ, ડબા એકટ, રેલ્વેનો એકટ, આબકારી એકટ, મ્યુનીસીપલ એકટ, પુરાવાનો કાયદો, કંપનીનો એકટ વીગેરે.

**દીવાની કોર્ટના કાયદાઓ**–સીવીલ પ્રોસીજરકોડ (પુરેપુરો) મુદતનો કાયદો, હિંદુ લો–કરારનો કાયદો, મુસલમાની સરેહ, કોર્ટફીનો એકટ, સ્ટામ્પ ડયુટીનો કાયદો, પારસીઓના વારસાનો કાયદો, દસ્તાવેજોના નમુના, ફોજદારી અને દીવાની કોર્ટની અરજીઓના નમુના.

**રેવન્યુ અને મુલકી કાયદાઓ**–લેન્ડ રેવન્યુકોડ, (પુરેપુરો અગત્યની નોટ સાથે) મામલતદારોની કોર્ટોનો એકટ, નરવાનો કાયદો, તાલુકદારોનો કાયદો વીગેરે.

આ પુસ્તકમાં આપેલા કાયદા છુટા છુટા ખરીદવાથી બસો ઉપરાંત રૂપીઆ ખર્ચ થાય તેમ છે, નવી આવૃત્તિની કીંમત માત્ર રૂ. ૧૫–૦–૦ હાલ તરતમાં રૂ. ૧૨).

**ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ–અમદાવાદ અને મુંબાઇ**

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

# ધનપ્રાપ્તિના માર્ગો

અને

# હુન્નર, ઉદ્યોગ, વ્યાપાર શિક્ષક

જેમાં ધનવાન થઇ શકાય તેવા હજારો હુન્નર ઉદ્યોગના, ખેતી-વાડીના, વૈદકના પ્રયોગો, વ્યાપારી શિક્ષણ, દેશ પરદેશમાં બનતી વસ્તુઓની માહિતી દેશ પરદેશના વ્યાપારીઓની ડીરેકટરી વિગેરે વિષયો છે. ભાગ ૧૫ ભેગા છે. પાન ૬૫૦ કીંમત રૂ. ૮-૦-૦ આ પુસ્તકમાં આવેલા પ્રયોગોમાંથી માત્ર એકજ પ્રયોગ સિદ્ધ કરી લેવાથી હજારો રૂપીયા કમાઇ શકાય છે. હાલ તરતમાં રૂ ૫)માં મળશે.

**ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી હોય તો**

# ભવિષ્યવેત્તા (ચોથી આવૃત્તિ)

**યાને ભવિષ્ય જાણવાની વિદ્યા**-જે પુસ્તક ઉપરથી દરેક માણસ ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તેમાં જ્યોતિષશાસ્ત્ર, રમળશાસ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર, જન્મોતરી બનાવવાની રીત, તે જોવાની રીત વગેરે; ભાગ્યોદય, દાસપણું, બંદીખાનું, રોગ, સ્ત્રી સુખ, લગ્નનું સુખ, પ્રજાનું સુખ, જીંદગીનું સુખ, શરીરનું સુખ, અકસ્માત ધનપ્રાપ્તિ, રાજ્યલક્ષ્મી, વાહનનું, મકાનનું; વિદ્યાનું સુખ દુઃખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. ધંધામાં લાભ થશે કે કેમ, વગેરે ભવિષ્યની વાત જોવાની રીત. કીં. રૂ. ૫). અનેક અભિપ્રાયો મળ્યા છે. જુજ નકલો છે આજેજ મંગાવો રૂ. ૪).

**વહુઠકુરાણી:**-સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સ્ત્રીઉપયોગી અત્યુત્તમ બોધક અને રસીક નવલકથા, કીં. રૂ. ૧-૮.

**ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ-અમદાવાદ અને મુંબાઇ**

વૈદ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર

### ત્રીજી આવૃત્તિ.

આ પુસ્તક હમણાં જ બહાર પાડયું છે. જેની અંદર **મેસ્મેરીઝમ અને હિપ્નોટીઝમ** વિદ્યા યોગવિદ્યા **ત્રિકાળદર્શક દર્પણ** અને ત્રિકાળ દર્શી આયના બનાવવાની વિદ્યા—દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત. પ્રેતાવાહન વિદ્યા, પ્લેન્ચેટ બનાવવું, વશીકરણ વિદ્યા. કોકશાસ્ત્ર. રતીશાસ્ત્ર, અને કામશાસ્ત્ર, સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

મંત્રવિદ્યા વશીકરણનો, લક્ષ્મીપ્રાપ્તિનો વગેરે અનેક મંત્રો.

**યંત્રાવદ્યા**—જેમાં કષ્ટનિવારક. વશીકરણ આકર્ષણ સુખપ્રસવનો એકવીસા યંત્ર—વીસોયંત્ર કાર્યસિદ્ધનો યંત્ર વિગેરે.

તંત્રવિદ્યા—ઇંદ્રજાળ અને જાદુઈ પ્રયોગો ચમત્કારિક પ્રયોગોનો સંગ્રહ. હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવા, હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા, થોટ રીડીંગ વગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેમાંનો એકજ પ્રયોગસિદ્ધ કરવાથી હજારો રૂપીયા મેળવ શકાય છે. કીંમત રૂા. ૫.

# શ્રીમદ શંકરાચાર્ય અને શંકરદિગ્વિજય

શ્રી આદ્યશંકરાચાર્યનું વિસ્તૃત જીવનચરીત્ર જેમાં--શ્રીશંકરાચાર્યે કરેલા દિગ્વિજયની વિસ્તાર સહિત હકીકત આપેલી છે. કીં. રૂ. ૪.

**સુખી દંપત્તિ**—અને જ્યાદેવીની આત્મકથા-આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી ૧૫ પ્રકરણો છે. જેમાં કુલ્ટા સ્ત્રીઓથી પતિને પડતો ત્રાસ, પતિપત્નીની ફરજો, વગેરે વિષયો છે. કીં. રૂ. ૧—૦—૦.

**શ્રી ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ—અમદાવાદ અને મુંબાઇ.**

# વૈદ્યોના અનુભૂત પ્રયોગો

## વૈદ્ય સંમેલનમાં વૈદ્યોએ બતાવેલા અનુભવસિદ્ધ પ્રયોગો.

**અર્શ**—રસકપુરનાં ડમરૂયંત્રથી ફુલ પાડવાં, તે ફુલ ધોળાં પડે, તેમાંથી ૧ રતી ફુલ એક પૈસાભાર માખણ સો વખત ધોઇને તે સાથે મેળવી મલમ બનાવીને તે મલમ હરસ ઉપર લગાવવાથી હરસ ચીમળાઇ જાય છે.

**ધોળા કોઢ**—૦। તોલો હરતાલ ગૌમુત્રમાં શુદ્ધ કરીને લેવી, અને એકતોલો બાવચો બંનેને ગૌમૂત્રમાં ઘુંટી સોગઠીયો બનાવી રાખવી તે સોગઠીઓ ધોળા કોઢ ઉપર ચોપડવાથી ધોળા કોઢ મટે છે.

**તાવ**—ફુલવેલી ફટકડી ૫ તોલા, ૧। તોલો સુરોખાર બંન્ને ઘુંટી શીશીમાં ભરી રાખવું. સવાર સાંજ એકેક વાલ બબે આની ભાર મધ સાથે મેળવી આપવાથી તાવ પરસેવો વળી ઉતરે છે અને મટી જાય છે.

**શીત જ્વર ટાઢીઓ તાવ**—૧ તોલો શુદ્ધ મનસીલ; ૨ તોલા ધોળાં મરી બન્નેને બારીક વાટી કારેલાંના રસમાં આખો દિવસ ઘુંટી રતી રતીની ગોળીયો વાળવી. સવાર સાંજ એકેક રતી દવા પાણી સાથે આપવાથી ટાઢીઓ તાવ મટી જાય છે.

**રતવા**—કડવી ગીલોડી ( ટીંડોરી ) ના જુના વેલાનું મૂળ પાણીમાં ઘસી ૦॥ થી ૧ તોલા ભાર સાકર સાથે રોજ સવારે પાવાથી રતવા મટે છે. તે પાણી રતવા ઉપર ચોપડવું પણ ખરૂં. તેલ મરચું ન ખાવું.

**ઉધરશ**—મીલો અને જીનોના ઓયલરનો ક્ષાર (જે ધોળા પોપડા ઓયલરથી નીકળે છે તે) ૧ વાલ પાણી કે ઘીમાં વાટી આપવાથી ઉદરસ મટે છે.

**ઉપદંશ**—દારૂડીની ઉપરની ઝીણી ઝીણી કુંપળો ૦। ભાર સાકર સાથે વાટી આપવાથી ઉપદંશ મટે છે. અને ઉલ્ટી પણ મટે છે.

**વ્રણમાં કિડા પડે** તો—ખાટ ખટુમરાની ગાંઠ ઉપરથી છોલી તેની લુગદી કીડા પડેલા ભાગ ઉપર મૂકવાથી તે કીડા ઉપર આવી ચોંટી રહેશે, પછી તે લુગદી ઉખાડવાથી બધા કીડા તે લુગદી સાથે ચોંટી બહાર આવશે.

**ઘાને રૂઝ આવે**—સાંભડીના પાનાનો રસ ચોપડવાથી ઘા રૂઝાઇ જાય છે.

**હિસ્ટીરિયા**—ખુરાસાની અજમો ધોઇ સુકવી સાફ કરીને તે ૧ તોલો લેવો, કપુર તો ૦। ફુલાવેલી હીંગ તોલો ૦। ધોયેલો સાફ કરેલો ગાંજો તો ૦। સર્વ પાણીમાં ઘુંટી તેની મગના જેવડી ગોળીયો વાળવી.

જટામાંસી ૧ તોલો. અશ્વગંધા (આસન) ૦। તોલો. ખોરાસાની અજમો બે આની ભાર એકત્ર કચરી તેને દસ તોલા પાણીમાં ઉકાળી પાંચ તોલા પાણી રહે ત્યારે તે કવાથ ઉતારવો. હિસ્ટીરીયાના દરદીને દિવસમાં બેથી ચાર વાર ઉપરની એકેકી ગોળી આપી ઉપર આ કવાથ પાવો. ચક્કર વધુ આવે તો ગોળીનું પ્રમાણ ઓછું કરી દુધ આપવું. આથી હીસ્ટીરીયા મટે છે.

**ફીટ આવવી**—હીસ્ટીરીયામાં ફીટ આવે છે તે વખતે અરીઠાંનું પાણી સુંઘાડવાથી ફીટ મટે છે. અથવા બીડી પી તેની ધુમાડીની નાકમાં ફુક મારવાથી ફીટ બેસી જાય છે.

**પાડું રોગ**—કડવી તુંબડી લીલી લાવી તેના કકડા કરી તે કકડા દેવતામાં નાંખવા. તેની ધુણીનો દરદીને નાસ આપવો. ( એક ખુરશીમાં દરદીને બેસાડી બે પગ વચ્ચે સગડી રાખી તેમાં તે કડવી તુંબડીના કકડા નાંખવા અને દરદીને પગથી માથા સુધી સગડી અંદર આવી જાય તેવી રીતે ઓઢાડી રાખવું અને ગભરામણ થાય તો મોં બહાર રાખવું. આ પ્રમાણે નાસ આપવાથી પરસેવો થઈ દરદીનો પાંડુરોગ, કમળો મટે છે. આ પ્રયોગ ત્રણ દિવસ કરવો દહી ન ખાવું, દુધ લેવું, હલકો ખોરાક લેવો.

**કમળો**—દ્રોણપુષ્પી કે કુબો—અંગારામાં કુબાનો રસ નપટાંક અને થોડી ફટકડી નાંખી તેનો રસ કાઢવો. તે રસ બે તોલા અથવા તો નાજુક કોઠાવાળાને માટે તે રસ ૧ તોલો, ચીનાઈ સાકર નાંખી વિસ્ફોટક વાળાને પાવો. તેથી ૦। કલાક પછી ઉલ્ટીને ઝાડા થવા માંડશે, બે એક ઉલ્ટી થયા પછી શીરો ખવરાવવાથી ઝાડા ઉલટી મટે છે. મીઠું મરચું બંધ કરવું. સાત દીવસ દવા લેવી. દુધ અને ભાત ખાવા આપવું. ચાર દીવસે વિસ્ફોટકનાં ચકામાં સુકાવા લાગે છે, સાત દીવસ દવા આપવાથી રોગ મટે છે. ૧૪ દિવસ ચળી પાળવી, પછી બધું ખવાય છે,

**તાવ**—અતિવખ ૦। તોલો. સુરોખાર એક તોલો; બન્ને મિશ્ર વાટી લુગડે ચુર્ણ ચાળી રાખવું તેના ૩ ભાગ કરી મધની સાથે બે દિવસ તાવવાળા દરદીને ચટાડવું. ઉપર મગનું ઓસામણ આપવું જેથી તાવ મટશે.

**તાવ**—લવીંગ ૧ વાલ. મરી ૧ વાલ, લીંબોળી ૩ વાલ બધું ખાંડી લીમડાના પાનના રસની અંદર ઘુંટી રતી રતીની ગોળીઓ બનાવવી દિવસમાં ત્રણ વખત બબે ગોળી એમ ૬ ગોળી લેવી જેથી તમામ જાતના તાવ મટે છે.

**હિકકા**—નેતર ઘસી પાવલી ભાર પાવાથી હિકકા—હેડકી મટે છે. સાધારણ રીતે હેડકીનું જોર ૯ દિવસ રહે છે, તેમાં પેટની કબ-જીયતની હિકકા મટેછે, સન્નિપાતના તાવની હિકકા અસાધ્ય ગણાયછે.

**વિસ્ફોટકની ચાંદિ**—અશેર વડાગરૂ મીઠું, ત્રણ શેર લીંપવાની માટી બન્નેને સરખે ભાગે લઇ સાત ગોળા બનાવવા, તેમાંનો એક ગોળો લાલ થાય ત્યાં સુધી દેવતામાં તપાવવો, પછી તેને પાણીમાં બુઝાવી દેવો, તે છમકારેલું પાણી ગાળીને પાઈ દેવું ઉપર ઘી સાકર ને રોટલી ખાવી. સાત દિવસ પ્રયોગ કરવાથી વિસ્ફોટકની ચાંદી-ઓ મટી જાય છે.

**રક્તપ્રદર**—ધાપાણની ભસ્મ ૧ા તોલો સાકર અને મધ સાથે-આપવાથી રક્તપ્રદર મટી જાય છે.

**રકતપીત**—ભેંસની પાડીનું છાણુ પાણીમાં પલાળીને દસવાર દઈ તેનો રસ કાઢી તે લુગડે ગાળી લઈ તે પાણી સાકર નાંખી દિવસમાં બે ત્રણ વખત પાવાથી લોહી પડતું બંધ થાય છે.

**ગુમડાં**—સુંઠ, એરકચોલુ ને વજ ત્રણે પાણીમાં ઘસી લેપ કર-વો, પછી મકરોડનાં પાન ન મળે તો આંબલીનાં પાન કે નગોડનાં પાન છાસની પરાસમાં બાફી તેને ઝીણાં વાટી લુગદી કરી વ્રણ ઉપર બાંધી દેવાથી ત્રીજે દિવસે વ્રણ પાકી પરૂ નીકળી જશે પછી તેના ઉપર શંખજીરૂ વાટીને દબાવી દેવું તેથી રૂઝ આવી જશે.

**આંખના રોગ**—જસતનાં ફુલ ૧૦ તોલા, ૦ા તોલો એલ-

ચીનાં બી, ll તોલો સાકર. બેઆનીભાર શુદ્ધ મોરથુથુ, બેઆનીભાર બાવળનો ગુંદર બધાંને વાટી કપડેથી ચાળી પછી તેમાં જસતનાં ફુલ મેળવી બે દિવસ ગુલાબ જળમાં ઘુંટવું તેની ચણા જેવડી ગોળીઓ બનાવવી. તરભાણામાં તે ગોળી પાણી સાથે ચોથો ભાગ ઘસીને આંજવાથી દુઃખતી આંખો મટે છે.

**પાકુ** જાડા થોરનું મૂળ કાઢી તેનું છોડું કાઢી નાખી ગરમ પાણીમાં ઘસી પાકા પર ચોપડવાથી પાકું ઓગળી જશે.

**વાળો**—બીલામાને સાંય ઘોચી દીવા ઉપર ધરવાથી દુધ નીકળેછે. તે એક બે ટીપાં પાશેર દુધમાં પડવા દઈ તે દુધ પાવાથી વાળો મટે છે, વાયુની ગાંઠો વેરાઈ જાય છે.

**તાવ**—ભૂરા કોળાનો વાટકો કરી તેમાં સુરોખાર નાંખી તે વાટકો તાવમાં માથે ગરમી ચઢી માથું ઘણું ચઢે ત્યારે માંથે મુકવાથી બરફ જેટલી ઠંડક આપી માથું ઉતારે છે. ભૂરા કોળાને બદલે દુધી પણ ચાલે. દુધીને છુંદી તેમાં સુરોખાર ભેળવી તે લુગદી માથે મૂકવાથી ઠંડક વળી તાવ ઉતરે છે.

**માથું ચઢે તો**—દશાંગ લેપ ૧ તોલો, ૧૦ તોલા પાણીની અંદર નાંખી તેમાં કપડું પલાળી તે માથે મુકવાથી ઠંડક આપે છે. દશાંગ લેપમાં તગર અને જટામાંસી, રતાંજળી એલચી એવી ચીજો આવે છે કે તે માથાની પીડા મટાડનાર છે. વળી તે રક્તપીત્તના શોથમાં સારો ફાયદો આપે છે.

**તાવની ગરમી**—કુંવારપાઠાનો ગર્ભ માથે રાખવાથી તાવની ગરમી ઓછી કરે છે. અથવા ખેતરની કાળી માટી પાણીમાં પલાળી તે માથે રાખવાથી માથે ઠંડક થાય છે.

તગરની ગાંઠો ઘસી બહાર લેપ કરવાથી બહારની વેદના મટાડેછે.

**તાવ**—શુદ્ધ હિંગળોક ૧ તોલો, શુદ્ધ હરતાલ ૧ તોલો; શુદ્ધ સોમલ ૧ તોલો, કાથો ૩ તોલા, બધું વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી નાગરવેલના પાનના રસમાં બાજરીના દાણા જેવડી ગોળીઓ બનાવવી; દુધ સાથે ૧ ગોળી આપવી. તાવનું જોર વધું હોય તો ૨ ગોળી આપવી. દિવસમાં ૧થી૩ વખત આપવી આથી મેલેરીયા તાવ, નવીન જ્વર ૩ દિવસમાં મટે છે, ખટાશ તેલ ન ખાવું, દુધનો ખોરાક આપવો.

**હિક્કા**—નગોડનાં પાન અને લીંડીપીપરનો ઉકાળો કરવો. પાંચ પાંચ મિનીટે ચમચો ચમચો દવા આપવી. અડદ અને હળદર વાટી તેની બીડી પીવાથી હિક્કા મટે છે.

અણીયારનો ગુંદર અને હળદર ચલમમાં પીવાથી હીક્કા મટે છે.

**ઉંઘ આવે**—દરદીને ઉંઘ ન આવતી હોય તો ખોરાસાની અજમો પાંચ રતી આપવાથી ઉંઘ સારી આવે છે. પેશાબ સાફ થાય છે. પોટાશ બ્રોમાઇડને બદલે મગજના વ્યાધીમાં ખુરાસાની અજમો વાપરી શકાય છે.

પીપરીમુળ અને કમળનાં ફુલનો કાઢો આપવાથી ઉંઘ આવે છે.

**તાવ**—ધાપાણની ભસ્મ ધ્રસબગુલના પાણી સાથે આપવાથી તાવ મટે છે. ટાઢીયા તાવમાં કુવારના પાઠાના રસ સાથે ધાપાણની ભસ્મ બનાવી તે આપવાથી મટે છે.

**ભીલામું** ફુટી નીકળે તો—બે કેળાં અને ૧ સેર દહીં મિશ્ર કરી શરીરે ચોપડવું. અને કેળાં અને રોટલી ખવરાવવી એથી ભીલામાનું ઝેર બેસી જાય છે. ચાંદીઓ સુકાઈ જાય છે.

**પિત્ત જ્વર**—ખડસલીયો અને મોથનો ઉકાળો આપવાથી મટે.

**શ્વાસ--ખાંસી**—બે આની ભાર કડુ, ૪ આનીભાર સાકર, એકત્ર વાટી આઠ પડીકીઓ કરવી. આખા દિવસમાં ૮ વખત એ

આઠ પડીકીઓ આપવાથી વિષમજ્વર મટે છે. તેમ શ્વાસ ખાંસી પણ મટે છે.

**ઉલટી**—શુદ્ધ કોચલાં અને મરી સરખે વજને લઇ પાણીમાં વાટી મગના દાણા જેટલી ગોળીઓ કરી તે બે ગોળી આપવાથી ઉલટી મટે છે.

**તાવ**—ભાંગ તોલા ૩ લઇ કોડીયામાં નીચે દોઢ તોલો રાખી ઉપર ધોયેલો સુરોખાર ૧ તોલો મુકી તેના ઉપર ૧ાા તોલો બીજી ભાંગ પાથરી તેના ઉપર બીજુ કોડીયું ઢાંકી કપડછાણ કરવું. પછી તેને ભઠ્ઠીમાં પકવવાથી સુરાખારની ભસ્મ થાય છે. તે સુરાખારની ભસ્મમાં ફુલાવેલો નવસાર ૦ાા ભાર અને પાટીયો ટંકણખાર કિંવા કોડીખાર ફુલાવેલો બે આનીભાર મિશ્ર કરી તે ભસ્મ વાલ વાલ વિલારીના પાણી સાથે આપવાથી તાવ મટે છે.

માથુ ચઢયું હોય તો બકરીના દુધ સાથે નવસાર અને સુરોખાર મેળવી માથે મુકવાથી તાવ નરમ પડે છે.

**પ્રમેહ**—હરડે તોલો ૧ા, બેઢાં તોલો ૧ા, આમળાં તોલા ૧ા જેઠીમધ તોલા ૨, સર્વેને ખાંડી તેનો બશેર પાણીમાં ઉકાળો કરવો, તેમાં ૪ તોલા ચણાની પોટલી અદ્ધર રહે તેમ લટકાવવી. પાણી બળી જાય અને ચણા ફુલી જાય એવા તે ક્વાથના કુચા સાંજે તેટલાજ પાણીમાં ઉકાળવા અને તેમાં ૪ તોલા બીજા ચણાની પોટલી અદ્ધર મૂકીને બાફવી. તે પાણી બળી ગયે સવાર માફક તે ચણા કાઢી ઠંડા થયે ખવરાવવા તેની સાથે ફુલાવેલી ફટકડી વાલ ૬, ચાનીકબાલા ચુર્ણ વાલ ૨, ચીની સાકર વાલ ૪ ત્રણે ચીજો મેળવી બાર વાગે ૧ પડીકું આપવું અને તેવીજ રીતે રાત્રે ૧ પડીકું ૮ વાગે આપવું. તે ઉપર પાણી પીવું. હીંગ, રાઈ, તેલ, મરચાં ન ખાવાં,

બ્રહ્મચર્ય પાળવું. ૨૧ દિવસ આ પ્રયોગ કરવાથી પ્રમેહ મટે છે.

**હેડકી**—આદાનો રસ અને મધ શ્વાસકુઠાર કે આનંદભેરવ સાથે આપવાથી હેડકી મટે છે.

**શંખદ્રાવ કાઢવો**—૧ તોલો નવસાર. ૧ તોલો સુરોખાર ૧ તોલો સીંધવ, ૧ તોલો ફટકડી કાચી લઈ વાટી તેને એક ઘડાની અંદર નાખી તેના ઉપર ૧॥ રતલી જાડા દુંટાવાળો શીશો છતો મૂકવો. તે શીશાને તળેના દુંટામાં વચ્ચે કાણું પાડવુ. તે શીશાનું તળીયું ઘડાના મોં સાથે મુલ્તાની માટીથી કપડબંધ કરી સુકાવવું. તેમ તે શીશાના મોંને ઇટનો દાટો મારીને મુલ્તાની માટીથી કપડછાણ બંધ કરી સુકાવવું. પછી તે ઘડો ચુલા ઉપર મૂકી તળે ધીમો તાપ આપવો. તેથી શીશામાં શંખદ્રાવ ચડશે, તે શીશામાં તળીયે જે ઉપસેલો દુંટો છે તેની આજુબાજુ ભેળો થશે. જ્યારે બધો શંખદ્રાવ થઈ જાય ત્યારે ઉતારવું અને શીશો ઠંડો થયે કાઢી લેવું.

**ધાતુપુષ્ટિ-વાજીકરણના પ્રયોગો**—લોહ ભસ્મ તોલો ૦॥. પ્રવાલ તો ૦॥, મોતી તો ૦।, સુવર્ણમાક્ષિક તો ૦।, ગળો સત્વ તો ૦।, ચોસઠ પ્હોરી પીંપર ૧ તોલો, સોનાના વરક ૨ વાલ, કેસર તો ૦। કસ્તુરી ૩ રતી સર્વ વાટી ઘુંટી તેનાં ૧૬ પડીકાં કરવાં. સવાર સાંજ મધમાં આ દવા ચાટી ઉપર ૦॥ શેર ભેંસ કે ગાયનું દુધ પીવું. છાસ, આંબલી, મુળા, મોગરી ન ખાવાં. ધાતુની પુષ્ટિ થાય, વાજીકરણ પ્રયોગ છે. શ્રીમંતો માટે આ પ્રયોગ છે.

**ધાતુપુષ્ટિ**—ચોપચીની તો ૦॥, જાવંત્રી તો ૦॥, બરાસ તો ૦। એકત્ર ઘુંટી ૮ પડીકાં કરવાં. માંખણ અને સાકર સાથે આ દવા સવાર સાંજ ચાર દિવસ લેવી ધાતુપુષ્ટિ થાય છે.

**ધોળા કોઢ**—બાવચો તોલા ૧૬, ખેરસાર તોલા ૪, ત્રિફળા

તોલા ૧૦, ભાંગરો તોલા ૧૦, ગળો તોલા ૫, એકત્ર વાટી તેમાંથી રોજ બે તોલાનો ઉકાળો કરી ધોળા કોઢવાળાને ૧॥ માસ આ દવા આપવી. તેલ, મરચું, ખટાશ, ખાર, મીઠું બંધ કરવું. દુધ, ભાત, રોટલી આપવાં. સાથે હરતાલ ભસ્મ એક રતી કવાથ પીતા પહેલાં મધ સાથે આપવી.

**લેપ**—બાવચી તો ૧૦, હરતાલ તોલા ૪, મનશીલ તોલો ૧, ચિત્રક તોલા ૨, હગદર તોલા ૨ એકત્ર વાટી ઘુંટી ગોમુત્રમાં વાટી તેનો કોઢનાં ચાઠાં પર લેપ કરવો, તેનાથી ફોલ્લા ઉઠી પાણી ગરી રૂઝ આવે છે. અને કોઢ મટે છે.

**તાવ**—દુધમાં દોલાયંત્રથી શુદ્ધ કરેલો સોમલ તોલો ૧, ગોમૂત્રમાં શુદ્ધ કરેલો વછનાગ ૧ તોલો, કાથો તોલો ૧, શુદ્ધ નેપાળો તોલો ૧ સર્વને વાટી તુલસીના પાનના રસમાં એક દિવસ ઘુંટીને મગ જેવડી ગોળીઓ વાળવી. સવાર સાંજ એકેક ગોળી આપવી. ૧ વાલ જીરૂ ઘુંટી તેનું પાણી તે ઉપર પાઈ દેવું તેથી તાવ મટે છે. દુધ ભાત માત્ર ખાવા આપવાં.

**ધોળા કોઢ**—ધોળા કોઢ મટાડવામાં બાવચી ઘણી ઉપયોગી વસ્તુ છે, ધોળા કોઢને અસાધ્ય ગણાય છે, તેના ઉપર લાંબો વખત બાવચીનો ઉકાળો પીવાથી અને બાવચી વાટી ચોપડવાથી સારૂ થાય છે. બાવચી લગાડવાથી કોઢના ધોળા ડાઘા કાળા પડે છે. બાવચીનું તેલ કાઢી તે કોઢ ઉપર લગાવવાથી સફેદ ડાઘ પહેલો લાલ થાય છે પછી તેનો દુઃખાવો થાય છે. થોડા દિવસ વધુ તેલ લગાવવાથી તે ડાઘ ઉપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય તો થોડા દિવસ દવા બંધ કરવી જેથી ફોલ્લીઓ સુકાઈ જશે, અને ચામડી કાળી થઈ જશે, આજુબાજુનો ભાગ પણ ધીમે ધીમે ચોખ્ખા ચામડીની આકૃતિનો થઈ જાય છે.

બાવચીને મીઠા તેલમાં કે કણજીયા તેલમાં થોડો વખત પલાળી રાખી પછી પીલવાથી તેલ નીકળે છે. તે તેલ કોઢ ઉપર વપરાય છે.

હરતાલ ૧ તોલો, આંબળાં બે તોલા અને બાવચી ૮ તોલા ત્રણેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેને ગોમુત્રની સાથે ઘુંટી કોઢનાં ચાઠાં ઉપર લગાડવું જેથી કોઢ મટે છે.

**ઝાડા**—ઇન્દ્રજવ, ધાણા, પટોળ સરખે વજને લઈ ઉકાળો કરી તે ઉકાળો ૪ તોલા પીવાથી ઝાડા, રક્તાતિસાર આંતરડાંના વ્યાધી, ઝાડે લોહી પડવું, બાળકોનો સખ્ત મરડો મટે છે. ઇન્દ્રજવ ઝાડો બંધ કરે છે તેમ આમનુ પાચન થાય છે ઝાડો બંધ થવાથી પેટ ચડતું નથી તાવ પણ મટાડે છે. પેટનો દુઃખાવો અને કૃમિ મટાડનાર છે.

**સર્જીકાદિ ક્ષાર**—સાજીખાર ૨ ભાગ, જવખાર ૧ ભાગ અને પંચલવણ ૫ ભાગ ત્રણેને વાટી બીજોરાના રસમાં કે દાડમના રસમાં ખુબ ઘુંટી તે ચુર્ણ તડકે સુકવવું. આ ક્ષાર પાવલીભાર લેવાથી જમ્યા પછી પેટમાં આફરો ચઢતો હોય, ખાટા ઘચરકા આવતા હોય, દાંત અંબાઈ ખાટા થઈ જતા હોય તો મટે છે. જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. પેટની ચુંક મટે છે.

**બાળકોની વરાધ**—અરડુસીના પાનનો સ્વરસ નવશેકો પાવાથી અને તેનાં પાંદડાંના ડુચાથી છાતી ઉપર રસ ચોપડી ધીમે સેક કરવાથી બાળકની વરાધ મટે છે. બાળકનો છોવ મટે, શ્વાસ જલદ ચાલતો હોય તો તે મટે ગળામાં સળણી બોલતી અને કફ મટે છે.

**સાપનું ઝેર**—અરીઠાના ફળને ઘસી આંખમાં આંજવાથી સાપનું ઝેર ઉતરે છે.

**દમ**—આકડાનાં રવૈયાં ( ફુલ ) ૧૨૫ લઇ તેમાં જાયફળ ૧

તોલો, લવીંગ ૧ તોલો, જાવંત્રી ૧ તોલો અને અકલગરો ૧ તોલો મેળવી વાટી ચુર્ણ કરી તેને મધ સાથે ઘુંટી બબે આનીભારની ગોળીઓ કરવી, તે બબે ગોળી દમના દરદીએ સવાર સાંજ લેવી તેથી દમ મટે છે.

**આકડાના મૂળનું ચુર્ણ**—૬ વાલ, દમવાળાને ઉના પાણી સાથે આપવાથી ઉલ્ટી થાય છે અને ચઢેલો દમ બેસી જાય છે. પછી રોજ ઉપરની ગોળીઓનું સેવન કરવાથી દમ ફરીથી ઉપડતો નથી.

**કૌવત આપનારી દવા**—અર્ધો તોલો એખરો દુધ સાકરમાં સવાર સાંજ ઉકાળો પીવાથી શરીરમાં ઘણું કૌવત આવે છે. નબળાઇને લીધે સાંધા દુઃખતા હોય, કળતર થતી હોય તો મટે છે.

---

# શ્રી ગુજરાત પ્રાંતીય દ્વિતીય વૈદ્યસંમેલન મુંબાઇમાં
## વિદ્વાન વૈદ્યોએ બતાવેલા અનુભુત પ્રયોગો

---

### વૈદ્યરાજ પ્રતાપસિંહજી બનારસવાળાએ બતાવેલા પ્રયોગો

**સર્પ વિષ**—દહીં, મધ, પીપર અને સૂંગ બેર અને મરી સર્વે ખાંડી ચાર તોલા લઇ તેમાંથી સાપ કરડ્યો હોય તેને અડધું પાવું જેથી ઉલ્ટી થાય છે. જ્યાં ડંખ હોય ત્યાં છેદ કરી તેમાં થોડું ભરવું કે બાંધવું તેથી વમન વિરેચન થાય છે તરસ લાગે છે, પણ પાણી ન આપવું પણ જરૂર પડે તો દુધ પાવું. તેથી સાપનું ઝેર ઉતરે છે.

**બીજો પ્રયોગ**—વરખી હરતાલનું ચુર્ણ કરી એક માટીની હાંલ્લીમાં નાંખી, તે હાંલ્લીના મ્હોં ઉપર એક જાડા પીળા કાગળની ટોપી કરી ઢાંકવી પછી હાંલ્લીમાંથી હવા ન જાય માટે તેનું મ્હોં

ટોપીના કાના સાથે કપડમટીથી બંધ કરવું. પછી તેને ચુલે ચઢાવી તળે બે લાકડાંની મંદ મંદ અગ્નિ આપવી.

હરતાલમાં સોમલ અને ગંધક છે. તેમાંથી પીળો ગંધક ઉડી ઉપર ચઢે છે. અને ઉપરની કાગળની ટોપીની કિનારીએ ધોળો સોમલનો ભાગ ચોટી જાય છે. તે પછી ઉતારી ઉપરની કાગળની ટોપી ઉખાડી તેની કિનારે ચોંટેલ ધોળો ભાગ ઉખાડી લેવો તે શ્વેત પત્ર હરિતાલ છે. તેની અર્ધારતી માત્રા જેને સર્પ કરડયો હોય તેને આપવી. દર પંદર પંદર મિનિટે આપવો એકંદરે ચાર રતી આપવું. આથી સર્પ વિષ ઉતરે છે. મેં ઘણા સાપના કરડેલાને આ રીતે વીષ ઉતાર્યું છે.

આ દવા કુષ્ઠાદિક રોગ, ચામડીના રોગ ઉપર પણ વાપરી છે જેથી સારો ફાયદો થયો છે. **વૈદ્ય પ્રતાપસિંહજી બનારસ.**

**વૈદ્યરાજ જાદવજી ભાઇએ** જણાવ્યું કે માટલીમાં હરતાલ નાંખી ઉપર પીળા કાગળનું ઢાંકણું બનાવી તેના મથાળે કાણું રાખી તે ઢાંકણું ઢાંકવું જેથી તેમાંથી પ્રથમ પીળો ધુમાડો નીકળતો જણાશે. તે પીળો ધુમાડો નીકળી રહે અને ધોળો ધુમાડો નીકળવા લાગે એટલે ઢાંકણાના કાણા ઉપર કાંઇ ઢાંકી બંધ કરવું. એટલે તેને જે ધોળાં ફુલ ચોટશે તે શ્વેત રસ સર્પ વિષ ઉતારવામાં કામ આવે છે.

**વૈદ્યરાજ પુરષોત્તમ મહાશંકર મોગરવાળા—સુરત** એમણે બતાવેલા પ્રયોગો:—

## ૧ અફીણના પ્રતિનીધી તરીકેની દવા

ખસખસ શેર ૧ અને પોશનાં ડોડાં શેર ૧ બંન્ને એકત્ર કચરી ૧૦ શેર પાણીમાં ઉકાળવાં. ૨ શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઇ નીચે કુચા રહે તે ફેંકી દેવા; પછી તે પાણીને ઉકાળી

ol શેર રહે ત્યારે ગાળીને કાચની પહોળી તાસકમાં રેડી વાસણને સુકવવું તેમાંથી ૫ તોલા સત્વ નીકળશે.

આ સત્ત્વ ગુણમાં અફીણ જેટલું કામ કરે છે તે અગ્નિને પ્રદિપ્ત કરે છે, સ્તંભક છે અને સ્ફુર્તિ લાવનાર છે જે દવામાં ૧ તોલો અફીણ નાંખવાનું લખ્યું હોય ત્યાં આ સત્ત્વ ૨ થી ૨ા તોલા વાપરવું. તેની સ્વતંત્ર માત્રા ૧ રતીથી ૨ રતીસુધી આપી શકાય છે.

## ૨ ઉપદંશ

૧ ભાર શુદ્ધ પારદ લેવો પછી તેને ઘુંટતા જવું અને તેમાં નાગરવેલનું ૧ પાન નાંખી ઘુંટતા જવું તેવી રીતે તે ઘુંટાઇ જાય ત્યારે બીજુ પાન નાંખવું. એક ૧૦૦ પાન સુધી ઘુંટતા જવું પાન-નું ઉપરનું દીટું કાઢી નાંખવું. આવી રીતે ૧ તોલા પારદમાં ૧૦૦ પાન ઘુંટતાં ૧૨ કલાક લાગે છે. તે સારી રીતે ઘુંટાઇ એકરસ થાય ત્યારે પાવડર થશે તે છાંયે સુકવી નાંખવો, આથી પારદનું રૂપાં-તર થઇ ભસ્મ થઇ જાય છે.

આમાંથી ૧ રતી ભાર પડીકું ol ભાર સાકર સાથે ફકાવી ઉપર બે ઘુટડા પાણી પાવું. તેના ઉપર ઘઉની રોટલી, ઘી અને સાકર આપવું. આ દવા ૭ દિવસ, ૧૪ દિવસ કે ૨૧ દિવસ સુધી આપવી. દિવસમાં માત્ર ૧ વખત આપવી તેથી સેંકડે ૨૫ માણસને ગુલાબી મોં આવે છે. પણ તેથી ભય નથી, ઉપદંશ મટે છે આ દ-વાથી તમામ ઉપદંશ જન્ય ગરમીના વ્યાધિ મટે છે, દવા ખાય ત્યાં સુધી ઉપરની વસ્તુઓ સિવાય બીજુ કાંઇ ન ખવરાવવું.

## ૩ પ્રમેહ.

૧ ભાગ આંબાહળદર સુકી ૧ ભાગ, રૂમી મસ્તકી ૧ ભાગ, ગંધા બેરંજો (રાજન) લઇ સર્વને કચરી વસ્ત્રથી ચાળી તેમાં સુખડનું તેલ નાંખી ઘુંટી ગોળીયો વાળવી.

રૂમી મસ્તકીને પોટલીમાં બાંધી પાણીમાં તે પોટલી બોળી રાખી પછી વાટવાથી તે ચોટશે નહિ,

અથવા તો ઉપરની દવાનું ચુર્ણ ૪ વાલ અને તેમાં ૪ ટીપાં સુખડનું તેલ નાંખી તે ફકાવવું.

આ દવા આપતા પહેલાં દરદીને ત્રીફળાનો કવાથ પાંચ દિવસ પાવો. સાત્વિક ખોરાક આપવો પછી આ દવા શરૂ કરવી.

તેલ. ખાંડ, ખટાશ ખારૂં, મરચું ન ખાવું, મીઠું ન ખાવું, ૨૦ પ્રકારના પ્રમેહ આથી મટે છે, દવાની માત્રા ૧ વાલ અથવા રોજ બે ગોળી આપવી.

## બીજો ઉપાય પ્રમેહનો.

ચાંદીના વરખ તોલા ૧, પ્રવાલ ભસ્મ તોલા ૨ લેવાં, પ્રથમ પ્રવાલભસ્મ ૨ તોલા લઇ તેમાં ચાંદીના એકેક વરખનું પાનું નાંખી ઘુંટતા જવું એમ એક પછી એક બધાં પાન ઘુંટવાં તે પછી તૈયાર થયે શીશીમાં ભરી લેવું.

તેમાંથી ૧ વાલ સવારે ૧ વાલ સાંજે મલાઇ સાથે તાપવું. તેથી પ્રમેહ, વીર્યદોષ, સ્ત્રીઓના સોમદોષ મટે છે. ધાતુની પુષ્ટિ થાયછે.

## ત્રીજો ઉપાય પ્રમેહનો

વરા (ત્રિફળા) વેલ્લ (વાવડીંગ) કણા (પીંપર) એ ત્રણ સરખે ભાગે લઇ ચુર્ણ કરી તેમાં તેટલાજ વજને માક્ષીક ભસ્મ નાંખી ઘુંટી તે આપવાથી પ્રમેહ, કૃમિ કુષ્ટ, નાડી વ્રણ, ભગંદર મટે છે. આ બૃહતનિઘંટુ રત્નાકરનો પાઠ છે, તેમાં ગુગળ મેળવી ગોળીઓ વાળી આપવામાં આવે તો સારો ફાયદો થાય છે.

## અભ્રક ભસ્મ બનાવવી

સફેદ અભ્રકને ધાન્યાભ્રક કરી તેને ગંધાતો નામની વનસ્પતિ

થાય છે જેને ગંગાવતી કે કુકરૂંદ, કહે છે અને તેમાંથી દુર્ગંધી, આવે છે તેના રસમાં ઘુંટવી જે આઠ દસ દિવસ ઘુંટવાથી નિશ્ચંદ્ર થઈ જાય છે. વધુમાં માત્ર પંદર દિવસ ઘુંટવાથી જ તૈયાર થાય છે, પછી શીશીમાં ભરી લેવી. તેનો લીલો રંગ થાય છે. આ અભ્રક યોગવાહી છે. નિર્ભય પણે વાપરી શકાય છે. પ્રમેહ, ખાંસી. સર્વ ગમાં આપી શકાય છે.

### બનારસવાળા વૈદરાજ પ્રતાપસિંહજીનો પ્રયોગ

**શકિત વધે**—સુંઠ, આસન, ઘી, સાકર કાળા તલ પાંચ વસ્તુઓ સમાન ભાગે લઇ ચુર્ણ કરવું. માત્રા ૦॥ તોલો દવા લેવી તેથી શકિત અને પુષ્ટી આવે, કમર દુઃખતી મટે, પ્રમેહ મટે, કેડમાં શુળ હોય તો તે મટે છે; ત્રણ ચાર માત્રામા આરામ થાય છે.

### વૈદરાય ત્રંબકલાલ ત્રિભુવન મુનના ઉપાયો.

ચોપચાની, શતાવરી, આસન અને સુંઠ ચારેનું ચુર્ણ કરવું ૦થી ૦॥ તોલો આપવું તેથી વાતરોગ, મંદાગ્નિ અને અશક્તિ મટે શરીર શકિતવાળું થાય.

### બનારસવાળા વૈદ પ્રતાપસિહજી.

**હિંગળોકની ભસ્મ**—૫ તોલા હિંગળોક લેવો, ૨ તોલા વછનાગને સુરણના રસમાં ઘુટવો તેની લુગદી બનાવી તેમાં વચ્ચે હિંગળોક તોલા ૫ નો ગાંગડો મૂકી પછી એક તાંબાના ઘડામાં કાબરીનુ તેલ ૫ શેર ભરી તેમાં હીંગળો મુકેલી લુગદી મુકી દેવી. ઉપર ઢાંકણું ઢાંકી મોં અડદના લોટથી બધ કરવું પછી તેને ચુલે ચઢાવવી મંદ મંદ અગ્નિની આંચ આપવી તેમાં ચાર કલાક પછી અવાજ થાય છે. એટલે ઉતારી ઠંડુ થયે તેમાંથી લુગદી કાઢી લઇ તેમાંથી હીંગળોક કાઢી ઘુંટી લેવો તે હિંગળોકની ભસ્મ થાય છે તે પુષ્ટી આપે છે.

## બાળકૃષ્ણ પાઠકનો પ્રયોગ.

**હિંગળોકની ભસ્મ**—રૂમી હિંગળોક ૫ તોલા લેવો, કડવી તુઅડીનાં બી પાશેર વાટી કોડીઓમાં ઉપર નીચે મુકી વચ્ચે હીંગળોકનો ગાંગડો મુકી કપડમટી કરવું તે ૩ શેર ડાંગરનાં ફોતરાંની મધ્યમાં તે સંપુટ મુકી ઉપર બે છાણાં મુકી ફુકી દેવું. તે હીંગળોકની ભસ્મ થશે પાંચે પાંચ તોલા ઉતરશે.

૧ ચોખાપુરથી ૪ ચોખા પુર મધ સાથે આપવાથી ક્ષય અને દમ મટે છે.

## હરતાલનો પ્રયોગ

હરતાળનું ચુર્ણ માટલીમાં નાંખી તેના ઉપર અમદાવાદી કાગળની ટોપી બનાવી હાંલ્લી ઉપર ચઢાવવી, તે ટોપીના કાના માટલી સાથે કપડમટીથી બીડી દેવા પછી તેને ચુલે ચઢાવી મંદ મંદ અગ્નિ આપવો તેથી કાંઠા ઉપર શ્વેતભસ્મ ચોટે છે. તે હરતાલ ભસ્મ આપવાથી પત મટે છે.

મેં શરૂઆતનો પતરોગ મટાડ્યો છે. ચોખાપુર દવા પાણી સાથે સવારમાં આપવી. માત્ર ચણાની રોટલીજ ખવરાવવી દવા ખવરાવ્યા પછી બપોર સુધી પાણી ન પાવું. બપોરપછી સ્હેજ પાણી ખાસ જરૂર હોય તો આપવું. ખાવામાં ચણાની રોટલી એકલીજ ખવરાવવી. ૨૨ કે ૨૩ દિવસ ખવરાવવાથી પતરોગ મટી ગયો છે.

મેં બીજા દરદીને હરતાળ ભસ્મ મંજીસ્ટાદિ ક્વાથ સાથે આપી તેના ઉપર ઘઉંની રોટલી અને ઘી આપીને રાખ્યો હતો. મીઠું બીલકુલ બંધ કર્યું હતું તેને મટયું હતું.

ત્રીજો દરદી જેનું શરીર કાળું થયેલું તેવા રોગીને પતનો રોગ મટયો હતો તેને પુરી અને દુધ ખાવામાં આપ્યાં હતાં પાણી પણ આ-

પ્યું હતું. મધ સાથે એકેક રતી ભસ્મ આપી હતી, બીજે મહીને કાળાશ મટી રક્તરોગ મટયો હતો, તેલ મીઠું, બંધ કરેલું તેથી પતમાં ફાયદો થયો હતો.

### સારણગાંઠનો પ્રયોગ—(હરનીયાનો)

સુરતના વૈદ ધેલાભાઇ કષ્ણુરાંમે બતાવેલો— જે ગાયો જંગલમાં ચરવા જતી હોય તેનું ૦ાા મણ ગૌ ત્ર એકઠું કરી તેને કથરોટમાં મુકી ઉપર બહાણનો ખાટલો પાથરવો પછી તે ખાટલામાં દરદીને ઉંધો સુવાડવો. તેના ઉંપર ગરમ કામળો ઓઢાડવો તે કામળી લાંબી પહોળી જોઇએ કે જે ખાટલાના ચારે છેડા ઢંકાઇ નીચે જમીનને અડે.

પછી પેલાદનો લટ્ઠો ગરમ કરી લાલ થયે તેને ખાટલાની એક બાજુથી કામળી ઉંચી કરી નીચે કથરોટમાં રાખેલા ગૌમુત્રમાં બોળવો. તેથી વરાળ નીકળે તે બરોબર સારણ ગાંઠ ઉપર લાગે તેવી રીતે સુવું. પેલાદ ન મળે તો મોટા મરડીયાના કાંકરા ગરમ કરી ગૌમુત્રમાં બોળવા અને બાફ આપવી.. એ પ્રમાણે ૧૪ કે ૧૫ દિવસ કરવાથી સારણ ગાંઠનું દરદ નરમ પડે છે.

જેમ નાસ લેવામાં આવે છે તેવી રીતે સારણગાંઠને વરાળનો નાસ આપવાનો છે.

### ડો. ગટ્ટુલાલ—સુરત.

શિર્ષાસન—કરવાથી સારણ ગાંઠ મટે છે. માથું નીચે જમીન ઉપર મુકી પગ ઉંચા રાખવા. પ્રથમ ભીંત સાથે રહી એક માણસ પાસે પગ ઉંચા ઝલાવવા જેને વૃક્ષાસન પણ કહે છે આ પ્રમાણે રોજ સિર્ષાસન કરવાથી મને આઠ દિવસમાં હર્નીયા મટી છે, મેં એક બાજુ તો ઓપરેશન કરાવ્યું હતું પણ બીજી બાજુ

તો આ શિર્ષાસનનો અભ્યાસ કરવાથી ગાંઠ મટી ગઇ છે.

હરસમાં લોહી પડતું હોય તો પણ આ શીર્ષાસથી મટે છે. અને લોહી બંધ થાય છે, એપેન્ડીસાઇટીસ પણ.શિર્ષાસનથી મટેછે, આ પ્રમાણેનો મારો અનુભવ છે.

(શીર્ષાસાસન સંબંધી ભાગ્યોદયમાં ગઇ સાલ લેખ આવી ગયોછે)

**વૈદરાજ ત્ર્યંબકલાલ ત્રિભુવન મુનિએ** બતાવેલા પ્રયોગ–

**લોહભસ્મ**—લોહ ચુર્ણને આંબળાના રસની ૭ ભાવના આપવાથી તે ચુર્ણ વારીતર થશે તેનો ઉપયોગ લોહ ભસ્મ તરીકે કરવો.

આ લોહભસ્મ દહીં સાથે આપવાથી લોહી પડતું બંધ થાયછે. પીત્તનું શમન થાય છે. પાંડુ રોગ મટે છે.

**જ્વર**—શ્વાસકુઠાર રસ ૦ાા રતી ૧ તોલો મધ સાથે મેળવી ચોડી થોડી ચટાડવાથી જ્વર મટે છે.

**બંગ ભસ્મ**—શુદ્ધ બંગ અને શુદ્ધ પારદને એક કલેડામાં મુકી અગ્નિ ઉપર મુકવાથી ગરમ થતાં એક ગાંઠ થશે પછી તેને ઉતારી ઠારી તેની ઝીણી ઝીણી કડકીઓ કરવી પછી મેદાને વાટી તેની લુગદી કરવી. તે લુગદી એક છાણા ઉપર પાથરવી. અથવા તો મેદીના પાનનું ચુરણ પાથરવું ઉપર પેલા પારદ–કલાઇના ટુકડા પાથરી ઉપર મેદાની લુગદી કે પાનનું ચુર્ણ પાથરી ઉપર બીજું છાણું ઉંધુ ઢાંકી એક દોરાથી બાંધી લઇ તેને નીચે ઉપર દસ પંદર છાણાં રાખી ભઠ્ઠી કરવી તેથી ભસ્મ થાય છે. આ બંગભસ્મથી રક્ત પ્રદર મટે છે.

**વૈધરાજ પ્રતાપસિંહે**—જણાવ્યું કે ઉપરની બંગભસ્મને દુધમાં ઘુંટી પાંચ સાત વધુ પુટ આપવાથી બંગભસ્મ ઉત્તમ થાય છે.

## વૈદ્યરાજ ત્ર્યંબકલાલ મુનિજી.

**સર્પ વિષ**—કુકડવેલનું ફળ ૧ લઇ એક ગલાસ પાણીમાં ચોળવું પછી તે પાણી લુગડાથી ગાળી લેવું. તે પાણી સર્પ કરડયો હોય તેને આપવાથી સર્પનું વિષ ઉતરે છે. તેમાંથી ાા પાણી પ્રથમ પાવું. તેથી દસ મિનીટે ઉલ્ટી થશે. બે ચાર ઉલ્ટી થયે ઘી ખીચડી ખવરાવવી તેથી વિરેચન થશે પછી પાછી ઘી ખીચડી ખવરાવવી. તેમાં વિષનાશક ગુણ છે. વમન વિરેચન ઉત્તમ પ્રકારે થાય છે.

**કમળો**—કુકડવેલનું ફળ ૧ પાણીમાં પલાળી તેનાં ટીપાં નાકમાં પાડવાં અથવા કડવા તુરીયાનું પાણી અથવા અરીઠાનું પાણી નાકમાં નાંખવાથી કમળો મટે છે.

**ચામ-જુ**—શરીર ઉપર ઘણીવાર મેલથી સવાના જંતુ પડે છે જેને ચામજુ કહે છે. કપુર અને ચંદન વાટી શરીરે મર્દન કરી ચોપડવાથી ચામજુ મટે છે. તેના ઉપર કપુર અને ચંદન ઘસીને શરીરે મર્દન કરે–ચોપડે તો ચામ જુ મટે છે.

## ડૉ. ગણપતરાંમ કૃષ્ણરાંમ–અધ્રામાવાળાએ બતાવેલ પ્રયોગ

**વાતરકત–લેપ્રસી–પત્તનો ઉપાય**—મીંઢી આવળ જેને સોનામુખી પણ કહે છે તે ૮ તોલા, લીંમડાની લીંબોળીની મીંજ ૮ તોલા, બંને સમ ભાગે લઇ ઝીણું ચુર્ણ કરી ૩ દીવસ ઘુંટી તેમાંથી ાા પૈસા ભાર માત્ર પાણી સાથે દીવસમાં ત્રણ વખત આપવું. ૨૧ દીવસ આપવાથી પત મટે છે. ખાવામાં માત્ર ખીચડી અને ઘી ખવરાવવું.

## વૈદ્ય અનંત ભગવાન—મુંબાઇ

**પતનો ઉપાય**—અભયાદિ મોદકનો પ્રથમ એક દીવસ જુલાબ આપવો બીજા દીવસથી તેને લીમડાના પાનનો રસ ૫ તોલા

રોજ આપવો. ખાવામાં માત્ર ચણાની રોટલી અને ઘી આપવું. પાણી પણ ન આપવું. દવા રોજ ૧ વખત આપવી તેથી લાલ ચકામાં ૭ દીવસમાં મટે છે. ૧ તોલો લીમડાનો રસ અને ૧ તોલો યોગરાજ ગુગળ રોજ આપવો. ખાવાને માટે ઘી અને રોટલી આપવી. પાણી ન આપવું તેથી પતરોગ મટે છે.

## વૈદ્યરાજ ત્રંબકલાલ મુનિ

**બાળકોનો શ્વાસ**—કુકડવેલાનાં બી ૫ થી ૭ દાણા પાણીમાં વાટી બાળકને તે પાણી પાવું તેથી બાળકોનો શ્વાસ રોગ મટે છે. દિવસમાં બે ત્રણ વખત આપવું બે ત્રણ દિવસમાં વરાધ, શ્વાસ મટે છે. નિર્દોષ છે. હાનિ કાંઇ પણ થતી નથી.

(૨) જાળીયાનાં પાનનો ભુકો પાવાથી શ્વાસ મટે છે. જાળીયાને મીડી વરખડી પણ કહે છે.

(૩) ગોકર્ણીનાં બી ૫ થી ૭ દાણા વાટીને પાણી સાથે આપવાથી ઝાડા થાય અને શ્વાસ મટે છે. ગોકર્ણીને વિષ્ણુક્રાંતા કે અપરાજીતા શાસ્ત્રમાં કહેલી છે.

**વરાધ**—સોમનાથી તાસ્રભસ્મ ૦ાા ચોખા ભાર પ્રમાણેની માત્રાથી આપવાથી બાળકોની વરાધ મટે છે. સોમનાથી તાસ્રભસ્મ રસરત્ન સમુચ્ચયના પાઠ પ્રમાણે વાલુકા યંત્રમાં બનાવેલી લેવી.

સોમનાથી તાસ્રભસ્મ અને અગ્નિકુમાર રસ ૦ાા ચોખાભાર આપવાથી વરાધ મટે છે.

## વૈદ્ય અનંત ભગવાન મુંબાઇ

**અર્શનો ઉપાય**—સરસીયું તેલ ૧ શેર, અફીણનો રસ ૦ાા તોલો, ઝેર કચોલું નંગ ૧ાા તે સર્વે તેલમાં નાંખી તળે બત્તીની

આંચ રાખવાથી ભસ્મ થશે તે ભસ્મ મસા ઉપર લગાવવાથી મસા સુકાઇ જાય છે. બે ૪ દિવસમાં આરામ થાય છે.

**ગુદાના ભાગની ચળ--રક્તાર્શ**—લીંમડાની લીંબોળી કપુર અને રસવંતી સર્વે સરખે વજને લેવા. ત્રણેને કુંવાર પાઠાના રસમાં ઘુંટવાથી મલમ બને છે તે ચોપડવાથી રક્તાર્શ મટે છે.

ખાવામાં--હરડે ઇન્દ્રજવ, લીંબોળી સાકર અને રસવંતી સરખે વજને લેવું તેને ઘુંટીને તેમાંથી ૩ માસા ખાવું તેથી જરૂર રક્તાર્શ મટે, ગુદાની ખરજ મટે.

કૃમિ—કૌંચની રૂંવાટી વાટી દુધ સાથે ઘુંટી આપવાથી કૃમિ મટે છે. છાશ સાથે પણ આપી શકાય છે.

## વૈદ્ય ઘેલાભાઇ કૃષ્ણરાંમ--સુરત

**મૃગી--આંચકી**—મધ ૦ાા ભાગ, કુંવારનો રસ ૧ ભાગ બંનેને એક શીશીમાં ભરી મુકવું તે એકત્ર રસ થઇ જાય ત્યાં સુધી ૫--૭ દિવસ રાખવું સ્ટોપર બુચ વાળી બાટલીમાં રાખવુ તેથી પાણી થઇ જશે આ દવાનાં નાકમાં ૫--૭ ટીપાં નાંખવાથી દરદી એ શુદ્ધિમા હશે તો શુદ્ધિમાં આવશે. આંચકી, મૃગી મટે અને રોગી અવાચક થઇ ગયો હશે તો તેને મટશે. માથું દુઃખતું હશે તો સુંઘવાથી મટશે. કફ પણ મટશે. કફ ઉપર બે ચમચી દવા પાવી. ભુખ લાગશે. પૌષ્ટિક છે.

**ઉદરરોગ—જલોદર**—૭ શેર આકડાના પાનનું ચુર્ણ, ૪ શેર કુંવારનો રસ, ૧ શેર લીંબુનો રસ, ૨ શેર બૃહત્‌ભોયરીંગણીનાં મુળ, ૦ા શેર સુરોખાર, ૦ા શેર નવસાર, ૦ા શેર સાજીખાર, ૦ા શેર સંચળ, ૨ાા શેર લાલ સંચળ, ૦ાા શેર એરંડીયું બધાંને બરણીમાં ભરીને આથવાં તેથી પાણી થશે. તે પાણી ૦ા ભાર દિવસમાં ૩

વખત આપવાથી જલોદર ઉદર રોગ, દસ બાર કે ૩૦ દિવસમાં મટશે ચળી પાળવાની નથી.

**બરોળ**—કુંવાર પાઠાના વજન જેટલો નવસાર મેળવી બરણીમાં ભરી મુકવું તે પાણી થઇ જશે તે પાણી ๐। તોલો રોજ પાવાથી બરોળ મટશે.

## વૈદ્યરાજ પ્રતાપસિંહજી બનારસ.

૫ શેર ઘ્રતકુમાર રસ, ૫ શેર કાળી દ્રાક્ષ સરખે ભાગે લઇ ચીની બરણીમાં મેળવી રાખી લેવું તેમાં ๐। શેર ધાવડીનાં ફુલ ઉમેરી તે રાખી મુકવું તેથી દ્રવ થઇ જશે તે આસવ જેવું થાય તેમાથી ๐। થી ๐॥ તોલો આપવાથી બરોળ મટે છે. પાચન દીપન રક્તવર્ધક છે.

## વૈદ્યરાજ ગજાનન—લુણાવાડા

**અર્શ**—જેમાં લોહી પડે છે તે ઉપર—ગુલબાસનાં પાન સવાર સાંજ ૩ કે ૪ ખવરાવવાથી લોહી પડતું કમતી થાય છે. ૩-૪ દીવસમાં લોહી પડતું બંધ થાય છે.

(૨) શંખ જીરૂં દુધ સાથે આપવાથી રક્તાર્શ મટે છે.

**અંદરના મસા મટવાનો મલમ**—ધંતુરાનાં બીજ ૨ તોલા ખુબ વાટી કપડે ચાળી તેમાં અફીણ તોલો ๐॥ મેળવી પછી લીંબોળીના તેલ કે ગાયના ઘીમાં ઘુટી મલમ બનાવી તે ગુદા માર્ગે હરસ પર લગાવવાથી હરસ મટે છે. સોજો ઉતરી જશે અને અઠવાડીયામાં મટી જશે. લીંબોળીનું તેલ નાંખ્યું હશે તો એક બે દિવસમાં મટશે.

**મગી—અપસ્મા૨—ફેફરૂ**—બે ભાગ તમાકુને ઘુંટી તૈયાર કરી સાથે ખોરાસાની અજમો ૧ ભાગ બારીક વાટી કપડ છાણ કરી બે

આની ભાર ગોળ સાથે વાટી આપવાથી ઉલ્ટી થાય ગભરામણ થાય પણ ગભરાવું નહિ. બહુ ગભરાય તો ઘી આપવું. પણ તેની જરૂર પડતી નથી.

ગોળમાં ગોળીઓ વાળવી હોય તો ચણી બોર જેટલી ગોળીઓ વાળવી તેથી મૃગી મટે છે. દીવસમાં બે વખત આપવી ૩–૪ દીવસ આપવાથી મટી જાય છે.

## વૈદરાજ કેશવલાલ જીણારામ મુબાઇ

જ્વર—બકરીનું દુધ માથે ઘસવાથી જ્વર મટે છે.

હરસ—પાણીમાં કુકડવેલ નાંખી કચરી તે પાણી ગાળી તેથી હરસ ધોવાથી હરસ મટે છે,

કમળા–લીવરની વિકૃતિ—વીકળાનાં પાંચ સાત પાન સાકર સાથે ખવરાવવાથી કમળો મટે છે, લીલાં પાન ન મળે તો. સુકાં પાન આપી શકાય છે.

વીકળાના મુળનો પાતાળ યંત્રથી અર્ક કાઢી તે અર્ક આપવાથી પણ કમળો મટે છે.

## હકીમ રૂસ્તમજી એદરજી

જલંદર—ઉશકને ઓલીવ ઑઇલમાં ઘુંટી મલમ બનાવી તેનું પેટ પર પલાસ્ટર લગાવવું ઉશકને 'ગમ એમોનાઇટ' કહે છે.

ખાવામાં—સાજીખાર અને હીંમજો સાત દિવસ ઘુંટાવી રોજ ના તોલો પાણી સાથે આપવું જેથી જલંદર મટયું છે.

## વૈદરાજ રમણીકલાલ પંડયા સુરત

તમાકુ, મરી સરખે વજને લઇ ઘુંટી કપડે ચાળી પછી તેમાં તેનાથી અર્ધા વજને ગોળ મેળવી ઘુટી એકત્ર કરી કપડે બાંધી ભઠ્ઠીમાં મુકવું તેથી કાળી ભસ્મ થશે. તે દાંતે ઘસવાથી કળતર મટે.

કાનમાં પરૂ થતુ હોય તો કાનમાં આ દવાનો પાવડર નાંખવાથી મટે. મધ સાથે બે આની ભાર ખાવાથી ખાંસી મટે, મધ અને ઘી સાકર સાથે આપવાથી કફ ઉરઃક્ષત મટે. આંખની લાલાશ કે ખીલ હોય તો આ દવા આંજવાથી મટે.

માથું ચઢતું હોય તો સુંઘવાથી મટે. બેહોશી પર આ દવા પાણીમાં મેળવી નાકમાં રેડવાથી શુધ્ધિ આવે

બાળકને કેવલી પાનના રસમાં આપવાથી ખાંસી, વરાધ મટે. પવન સરતો ન હોય તો ડુંટી ઉપર આ દવા ચોપડવાથી ફાયદો થાય છે.

## હકીમ રૂસ્તમજી એદલજી મુંબાઇ

કુંવાડીયાનાં મુળ ખાંડી તેનો પાવડર ૦। ભાર બે ત્રણ વખત આપવાથી લોહી વધે છે. લોહીનું પાણી થઇ ગયું હોય તો મટે છે, અને લોહી વધે છે.

## વૈદ શિવલાલ ઝીણારામ

ધાપાણને મેદીના રસના પુટ આપવા નીચે ઉપર મેદીના પાનની લુગદી રાખવી તેને ૧ થી ૧૭ વખત ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. ને ભસ્મથી પ્રદર મટે છે.

પ્રદર (૨) ગેરૂને ૨૧ વાર આંબળાંના રસમાં ઘુંટવું તે કામદુધા છે. તે સાત દિવસ આપવાથી પાંડુ મટે ને લોહી વધે, પ્રદરવાળી બાઇને ફાયદો થાય. ૧ ગુંજથી ૩ ગુંજ પર્યંત વાપરી શકાય.

# खनीज द्रव्यो

વૈદ્યરાજ પ્રતાપસિંહ બનારસવાળાએ ખનીજ દ્રવ્યોના નમુના સાથે નીચે પ્રમાણે ઉત્તમ વિવેચન કર્યું હતું.

**લોહની** જુદી જાતો વિષે પ્રત્યક્ષ ખનીજ દ્રવ્યો બતાવી તેના

ગુણ રસરત્ન સમુચ્ચયમાં બતાવ્યા પ્રમાણેના જણાવ્યા હતા. લોહ ચુંબકનો ખનીજ કકડો બતાવી તે લોહનુ કેવી રીતે આકર્ષણ કરે છે; ચુંબક; દ્રાવક વિગેરે ગુણો પ્રત્યક્ષ બતાવ્યા હતા, દિલ્લીમાં મોટો લોહ સ્તંભ છે; તે ઘણા વર્ષનો છે તેને કાટ લાગતો નથી, મુંડન, તીક્ષ્ણ, અને કાન્ત લોહ એમ લોહની જાત વર્ણવી હતી. મુંડ એ કાસ્ટ આયર્ન છે; તીક્ષ્ણ તે સ્ટીલ આયર્ન અને કાન્ત એ મેગ્નેટ આયર્ન છે.

મુંડ લોહનાં પાત્ર બને છે; તીક્ષ્ણ લોહનાં શસ્ત્ર બનાવાય છે. મુંડથી તીક્ષ્ણ વધુ ગુણકારી છે. તીક્ષ્ણથી કાન્તલોહ વધુ ગુણકારક છે. મુંડની પણ ત્રણ જાત છે. તીક્ષ્ણ લોહની છ જાત છે. જેમાં ખર એ મૃદુ સ્ટીલ છે. જેમાં કાર્બનનો ભાગ વધુ છે. અને જેમાં ૧ ભાગ કાર્બન અને ૯૯ ભાગ લોહ છે તે હાર્ડસ્ટીલ છે. તેને સાર લોહ કહે છે, રજાલ છે તે નીકલ સ્ટીલ છે. નીકલ સ્ટીલ અને કોબાલ સ્ટીલનો જેમાં ભાગ છે તે લડાઈના વહાણેમાં પ્લેટો ચોઢવામાં કામ આવે છે.

લોહમાં અભ્રક મેળવે તો ગુણ વધે છે. નીકલ સ્ટીલ મોંઘી છે. નીકલસ્ટીલની તરવાર બને છે. કાન્તલોહની સ્વીડનમાં ખાણ છે. સ્વીડન આયર્ન ઉત્તમ ગણાય છે. મેગ્નેટીક આયર્ન ઓકસાઇડ એ કાન્તલોહ છે, તેનુ નામ ચુંબક છે તેની પાંચ જાત છે. તેના બાહ્ય; ચુંબન, આકર્ષક, દ્રાવક, રોમ એ ગુણો પ્રત્યક્ષ બતાવ્યા હતા.

**માક્ષીકના** બે ભેદ છે. માક્ષીક બળે છે, કારણ તેમાં ગંધક છે. માખીના ઉપર સોનાનો રંગ છે તેવોજ પીળો રંગ માક્ષીકમાં છે માટે તેને માક્ષીક કહી . સુવર્ણ માક્ષીકમાં—તાંબુ, લોહ અને ગંધક

છે, રૌપ્ય માક્ષીકમાં લોહ અને ગંધક છે, અને કાન્તમાક્ષીકમાં સોમલ, ગંધક અને લોહ છે. જેથી તેનાં તામ્રમાક્ષીક; લોહમાક્ષીક અને તાલ માક્ષીક એ મેં નામ રાખ્યાં છે.

**હીંગળામાંથી** પારો કાઢવા કરતાં બજારમાંથી પારો લઇ ઉર્ધ્વપતન કરવાથી શુદ્ધ થાય છે.

ખનીજ હીંગળો હવે મળતો નથી પણ બનાવટી હિંગળો આવે છે જેમાં સીસું અને રસ સિંદુર હોય છે. ખનીજ હીંગળામાં શ્વેત રેખ હોય છે. બજારમાં મળતો રૂમી હીંગળો પણ શુદ્ધ નથી.

ગીરી સીંદુર એ રેડ ઓકસાઇડ ઓફ મરક્યુરી છે.

**ખાપરિયુ**—હાલ બજારમાં મળતું ખાપરીયું સાચું નથી તે માટી જ છે. ખાપરીયાને બદલે કેલેમેના પ્રીપેરેટા વિલાયતી આવે છે તે વાપરી શકાય. જસત ભસ્મ પણ વાપરી શકાય છે. ખર્પર રસાયનનો પ્રયોગ બંગસેનમાં છે.

**અભ્રક**—આપણામાં શ્વેત અભ્રક વાપરવાનું કહ્યું નથી દવાઓમાં વજ્રાભ્રક લેવું. કૃષ્ણાભ્રકમાં લોહ અને મેંગેનીઝ હોય છે સીલીકા તેનું તત્વ છે. કૃષ્ણાભ્રક–કાળો અભ્રક જેનો રંગ વધુ કાળો અને વજનમાં વધુ ભારે હોય તેવો લેવો. લોહયુક્ત અભ્રક લેવાથી અગ્નિમાં લોહવત રહી શકે છે. અભ્રકભસ્મ નિશ્ચંદ્ર હોવી જોઇએ કારણ કે ચંદ્રિકા હોય તો વિકાર થાય છે. અભ્રક જેમ જેમ વધુ ઘુંટાય તેમ તેની ભસ્મ ઉત્તમ થાય છે. તેમ ઘુંટીને પછી સુકવવી જોઇએ, સુકાયા પછી તેનો ખુલ્લો પુટ આપવો.

ક્ષારની સાથે અભ્રકભસ્મ ન કરવી અભ્રકભસ્મ કરવાનો રસરત્નસમુચ્ચયમાં પાઠ છે તે પ્રમાણે કરવી જે રસની ભાવના અપાય

તેમાં બહુ ઘુંટી પછી સુકવવી પછી જ પુટ આપવો. ખુલ્લો પુટ આપવાથી ૧૪ ને બદલે ૭ દિવસમાં નિશ્ચંદ્ર ભસ્મ થાય છે.

જે ધાતુમાં પારદ, ગંધક, મનશીલ કે સોમલ હોય તેવી ધાતુઓની ભસ્મ કરવી હોય તો તેના પુટ ખુલ્લા ન મૂકવા પણ બંધ મૂકવા.

અભ્રકને આકડાના દુધમાં બરોબર ઘુંટી સુકવી પુટ દેવાથી જરૂર નિશ્ચંદ્ર થાય છે, અભ્રક ૧ ગજપુટમાં ૩ ટીકડી દસ દસ તોલાની કરી મૂકવી; ગોળા નાના કરવા જેથી ભસ્મ થઇ જશે.

વર્ણ લાવવા, જલ્દી ઓકસાઇડ કરવા, મૃદુતા લાવવા, ચંદ્રિકા કાઢવા ઉઘાડા પુટ મુકવા.

**ધાપાણ**—એ ગોદંતી હરતાલ નથી, તે બીલ્કુલ ઝેરી નથી. ગંધક ૪ જાતના છે તેમાં આમલસારો અને લાકડીયો એ બે પીળા છે, શ્વેત ગંધક છે તે કદાચ ધાપાણ હોય. પ્લાસ્ટર ઑફ પેરીસ ધાપાણમાંથી થાય છે, લોહ ભસ્મ કરવામાં ધાપાણનો ઉપયોગ થાય છે. સલફ્યુરીક એસીડના રૂપમાં ધાપાણમાં ગંધક છે.

**લાલ ગંધક**—ગંધક ઉનો કરી પાણીમાં રેડે તો લાલ રંગનો ગંધક થાય છે.

**કાળો ગંધક**—જ્યાં શીલાજીત જેવા પદાર્થ છે ત્યાં પેટ્રોલીયમ નીકળે છે તેવી જગાએ ગંધકમાં શીલાજીત મળવાથી કદાચ કૃષ્ણ ગંધક થતો હશે. એવી રીતે પીળો, ધોળો, લાલ, અને કાળો ગંધક છે.

ડાકટરો કહે છે કે પેટ્રોલીયમ ક્ષયમાં ઉપયોગી છે.

### વૈદ્યરાજ જાદવજીભાઇ ત્રિકમજી આચાર્ય

**સુવર્ણ ભસ્મ**—૧ તોલો સુવર્ણ ૨૦૦ તોલા તુળસીના સ્વરસમાં ઘુંટાવવું. સુકાય ત્યાં સુધી ઘુંટવું પછી એકજ પુટમાં ભસ્મ થાય .

**સુવર્ણ માક્ષીક ભસ્મ**—સુવર્ણ માક્ષીક શુધ્ધ કરી પછી દીવેલ અને ઘીમાં ઘુંટાવી પછી ખુલ્લો પુટ આપવાથી ભસ્મ થાય છે.

**વૈદ્ય મોગરવાળા પરસોતમભાઈ**

**સર્પ વિષ**—સર્પીને ચરોતરમાં નાગફણી કહે છે, તેનાં પાન દહી સાથે ચવરાવવાથી સર્પ વિષ ઉતરે છે.

---

# वनस्पति वर्णन.

વૈદ્યરાજ હરિપ્રપન્નજીએ વનસ્પતિ સંબંધી કરાવેલી ઓળખાણ—

**ગોનસી**—તામડા રાન ઘેવલા એવું નામ દક્ષિણમાં જંગલીઓ કહે છે, તે ત્રણ પાનની વેલ થાય છે. તેને લાલ ફુલ થાય છે. બીજી જાતને પીળાં ફુલ થાય છે. તેનું મુળ બે ત્રણ હાથ લાંબુ હોય છે. તે નર માંદાનું યુગ્મ હોય છે. તેનો સુશ્રુતમાં કલ્પ થાનમાં ભેદ જણાવ્યો છે. આ વનસ્પતિ હું આપને પ્રત્યક્ષ બતાવું છું. ગોનસ સાપ કરડે છે ત્યારે લોહીની ઉલ્ટી થાય છે, તેનું વિષ ઘણું છે. એક રાતમાજ જેને સાપ કરડે છે તે મરી જાય છે.

ગોનસનું મુળ અને ગોનસ સાપ બન્ને દેખાવમાં સરખાં લાગે છે એક બાજુ ગોનસ મુળ રાખો બીજી બાજુ ગોનસ સાપ હોય તો બંને સાપ જેવાં જણાય, ગોનસ એ સર્પનું પરમ ઔષધ છે.

૦।। તોલો ગોનસનાં મુળનું ચુર્ણ પાણીમાં ઘસીને બે વખત પાવું તેથી ઝેર ઉતરી જાય છે. આ દવામાં રક્તસ્તંભકનો ગુણ વધુ છે. આ ગોનસના મુળનું ચુર્ણ પ્રદરમાં ઉત્તમ કાર્ય કરે છે.

**સાપના ઝેરનો ઉપાય**

**સર્પવિષ**—ઉપર મનુષ્યનું મુત્ર પાવાથી ઝેર ઉતરે છે.

તેનું કારણ કે પેશાબમાં નવસાર છે. અને નવસાર પીવાથી સર્પનું ઝેર ઉતરે છે.

૭ માસા નવસાર પાણીમાં નાંખી તે પાણી પીવાથી સર્પ વિષ ઉતરે છે. જેને સર્પ કરડયો હોય તેને ચાલવા દેવો, માથા ઉપર ઠંડુ પાણી ઘડા ભરી ભરીને રેડયા કરવું! સંજ્ઞા નષ્ટ ન થાય તે માટે તેની સાથે વાતો કરવી, ઉંઘવા દેવો નહિ, અને બબે મીનીટે નવસાર ઉપર પ્રમાણે પાણી સાથે આપવો. આમ બે ત્રણ વખત આપવુ પડે છે,

ઘા ઉપર જરા છરીથી વધુ પહોળો ઘા કરી લ્હોઇ કાઢી તેમાં નવસાર દબાવવો તેથી સાપનું ઝેર ઉતરી જાય છે.

**કાકનાસીકા**—આ વનસ્પતિ હું પ્રત્યક્ષ બતાવું છું. આ નમુનો કાકનાસીકાનો છે તેનાં પાન કાગડાના નાક જેવાં થાય છે તેના ફળમાંથી ૪ બીજ નીકળે છે. તેના ૪ ભાગ મસ્તકના છે તે ભાગરૂપે બીજ ૪ છે.

કાકનાસા એ–લાલ અંઘેડી ગણી શકાય.

**અશ્મંતક**—એ ક્ષીરીવૃક્ષ છે. તેને કેટલાક પાષાણભેદ કહે છે. કેટલાક તેને ગુંદી કહે છે. પીપળાના વર્ગનું ઝાડ છે. તેને મહારાષ્ટમાં અષ્ટા કહે છે. તે પહાડના શિખર ઉપર કે દરિયા કિનારે થાય છે. કોકણમાં મળે છે. તેનું ગુજરાતી ન મ નથી. તેનું પાન પારસપીપળા જેવું જણાય છે. તેમાંથી દુધ નીકળે છે તે વામક છે. ગુણ કફનાશક છે, સાકર કે મરીના ચુર્ણ સાથે તેનું દુધ આપવું.

**જીવતી**—એને કાઠીયાવાડમાં ખરખોડી કહે છે, ગુજરાતમાં ડોડી કહે છે. બંગાળીઓ તેને વાંદો કહે છે. તે પરોપજીવી થાય છે.

શાકમાં જીવંતી ઘણી વપરાય છે. ચરોતરમાં ડોડીની ભાજી ઘણી વપરાય છે.

**મૂર્વા** હાલ જે ગાંધીને ત્યાંથી આપવામાં આવે છે તે ખરી મુર્વા નથી. મુર્વાનાં પાન વ્રણ ઉપર લગાડવાથી વ્રણ મટે છે. પણ જે હાલ મુર્વાને બદલે મોરવેલ ને મોરવેલને મુર્વા કહે છે તેનાં પાન વ્રણ ઉપર લગાડવાથી તો ખુજલી થાય છે, તેથ એ ખરી મુર્વા નથી.

મરડાશીંગી કે મરોડફળી એજ ખરી મુર્વા છે તેનાં પાન મુર્વાના જેવાં જ છે તેની છાલ બાધવાથી વ્રણ અને ઘા મટે છે મેષશૃંગી એ કાંઇ મરડાશીગી નથી. એ તો પાટલાની જાત છે.

**કકડાશીંગી** કર્કટશૃંગી—હાલ એ જાતની વેચાય છે. પણ તે ખરી હોય તેમ લાગતું નથી.

**ચતુષ્પત્રી**--ઉંટીગણ કહે છે તેનાં પાન ૦ાા તોલો લઇ કાળાં મરી ૭ સાથે ઘસીને પીવાથી કાળો સાપ કરડયો હોય તેનું ઝેર ઉતરે છે. દર અર્ધા કલાકે પાવું પણ તેને તેલ અને નાગર વેલનાં પાન ન ખવરાવવાં અને એ વનસ્પતિથી જો વિષ ન ઉતરે તો પછી બીજી કોઇ વનસ્પતિથી વિષ ઉતરે નહિ. આ વનસ્પતિથી વિષ ઉતરે છે.

પણ જો ૭ માસની અંદર તેલ કે નાગરવેલનાં પાન ખાય તો ફરી જરૂર વિષ ચઢે અને તે પછી કશાથી ઉતરતું નથી તેને મરેજ છુટકો.

આ દવાથી રકતપ્રદર અને રકતાર્શ પણ મટે છે તે શીત-વીર્ય છે તેના પાનનો કલ્ક સાકર અને દુધ સાથે આપવો.

સર્પવિષમ! દરદીને રાત્રે ઉંઘવા દેવો નહિ.

# તૃતીય વૈદ્યસંમેલન સુરત વૈદ્યોએ જણાવેલા
# अनुभुत प्रयोगो.

પેટલાદના વૈદરાજ ઉમાશંકર પીતાંબરે નીચેના પ્રયોગ જણાવ્યા ફટકડી કાચી ફુલાવ્યા વગરની ૧૦ તોલા લેવી સોમલ ૧ તોલો શુદ્ધ લેવો; એક કોડીયામાં નીચે ૫ તોલા ફટકડી મૂકી તેની ઉપર સોમલનો ગાંગડો ૧ તોલો મુકી તેની ઉપર બીજી ૫ તોલા ફટકડી કાચી મુકવી. એ રીતે એક કોડીયામાં નીચે ઉપર ફટકડી અને વચ્ચે સોમલ રહે તેમ ગોઠવી ઉપર બીજું બટેરૂં ઢાંકી તેનો સંપુટ કપડમટીથી બંધ કરી તૈયાર કરવું.

પછી ૧૦ થી ૧૧ છાણાની અંદર તે સંપુટ મુકી અગ્નિ સળગાવી મુકી દેવું. તે સ્વાગશીત થયે સપુટમાંથી ફટકડી સાથે સોમલ કાઢી લઈ વાટી તૈયાર કરવું ૦ાા થી ૧ રતી આ દવા સાકર સાથે આપવાથી એકાહિક, તૃતિયક અને સર્વજ્વર મટે છે.

અને એજ દવા ૦ાા રતી આદાના રસ સાથે આપવાથી દમ શ્વાસ મટે છે.

તેલ, મરચું, હિંગ, આંબલી એ વસ્તુઓ ખાવી નહિ. પરેજી પળાવવી.

આ પ્રયોગ ઘણો સારો અનુભવસિદ્ધ છે.

**ખાત્રી**—આ પ્રયોગ ઘણો સારો છે અને વદ **ત્રીંબકલાલ** મુનીએ કહ્યું કે મેં અજમાયશ કરેલો છે, માત્ર ફેર એટલો છે કે હુ નીચે ઉપર બબે તોલા ફટકડી રાખી વચ્ચે સોમલ મુકી બનાવું છું માત્રા બબે ચોખાપુરની રાખું છું.

**અજમેરના** વૈદ્ય ગોકુલચંદ્ર ગુજરાતીએ પણ કહ્યું: આ પ્રયોગ ઘણો ઉત્તમ અને અનુભવિસિદ્ધ છે.

કરાંચીવાળા વૈદ્ય ગોપાળજી કુંવરજીએ કહ્યું: આ પ્રયોગ સારો છે હું ફટકડીને બદલે ધાપાણ વાપરી તળે ઉપર ધાપાણ અને વચ્ચે શોમલ મુકી સંપુટ કરી તેને દસબાર છાણાંનો પુટ આપી બનાવું છું.

**વૈદ્ય પુરૂસોત્તમ મહાશંકર મોગરવાળા સુરત**—એમણે જણાવ્યું કે જે વસ્તુની અંદર સોમલ મુકવામાં આવે છે તેને પકડનાર ખરસાંઠીની રાખોડી અને સુરોખાર એ બે વસ્તુઓ છે. સુરોખાર પણ ઉડી જાય છે માટે તેને મારીને લેવો, તેમાં તેને મારવાની વિધિ નીચે પ્રમાણે—

૧ સુરોખાર એક શેર લેવો તેમાં ૧ શેર હાથીદાંતનો ભૂકો મેળવી બંનેને એક સકોરામાં સંપુટ કરી કપડમટી કરી ગજપુટમાં ફુંકવો અને પાછી કાઢી લઇ સુરોખારને ઘુંટી લેવો અને લુધડે ચાળી રાખવો આ મારેલો સુરોખાર સમજવો.

પછી ૧૫ રૂપિયા ભાર માય એટલી માટીની કુલડી લેવી તેમાં અર્ધો સુરોખાર દબાવી દબાવીને ભરવો. વચમાં શોમલનો શુદ્ધ કરેલો કાકરો મુકવો સોમલને તાંદલજાના રસમાં દોલાયંત્રથી શુદ્ધ કરી લેવો.

એ કાંકરો વચમાં મુકી પછી ઉપર સુરોખારાનો ભૂકો ભરવો. અને કુલડીનું મોં ખુલ્લુ રાખવું, એ કુલડીને, પછી રાા શેર છાણામાં ફુંકી દેવું. સ્વાંગશીતલ થયે રાા કલાક લાગશે. પછી કુલડીને કાઢી તેને ફોડી નાંખી અંદરથી સોમલનો ફુલી ગયેલો કાંકરો કાઢી લેવો તેને વાટી દેવો તે સોમલની ભસ્મ થઇ ગઈ તેમાંથી શોમલ ઉડશે નહિ.

**બીજી રીત**—તેજ પ્રમાણે ખરસાંટીની રાખોડીને સિદ્ધ કરીને વસ્ત્રગાળ કરી તેને ફરી બાળવા તેમાં કોલસાની અસર ન રહેવી જોઇએ, ૧૫ તોલા રાખોડી લેવી તે માંથી અડધી રાખોડી કુલડીમાં ભરવી તેના ઉપર ૧ તોલો સોમલનો ગાંગડો મુકવો.

રા શેર છાણામાં અગ્નિ આપી તૈયાર કરવું. પછી તૈયાર થયે જાળવી તેમાંથી સોમલનો કાંકરો કાઢી લેવો.

એ સોમલના કાંકરાને કેરના મૂળના રસની અંદર ઘુંટીને ત્રણ ભઠ્ઠી આપવી તેને પછી ત્રણ પુટ આકડાના દુધના આપવા પછી કુવારના રસના ૩ પુટ આપવા પછી ઘુંટીને તૈયાર કરવી. આ સોમલની ભસ્મ—શ્વાસ, હિસ્ટીરીયા, સંધિવા તેમાં, મધ, આદાના રસ અને મધ સાથે ૦ા ચોખા ભાર આપવાથી ફાયદો થાય છે. ખટાશ તેલ મરચું ન ખાવું. સાકરનો શીરો ખાવો. દવા ચાલે તેટલો વખત ચળી પળાવવી. આથી ભૂખ મધ્યમ લાગે છે. ખાધા પછી શકિત વધુ લાગે છે.

સોમલની ભસ્મ ૧ તોલો લઇ દસ શેર આદાના રસમાં ક્રમે ક્રમે ઘુંટવો તે ગોળી વળે તેવું થયે બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળી લેવી, તે જીર્ણજ્વર, મંદાગ્નિ, અશકિત પર સારૂં કામ કરે છે.

લાગલગાટ સાત દિવસ આ દિવસ આપી શકાય બીજા સાત દિવસ બંધ કરીને પછી આપી શકાય. કુપથ્ય થાય તો આંખનાં પોપચાં ઉપર સોજો આવી જાય છે.

ધ્રાગધ્રાના વૈદ વાસુદેવ મુળશંકરે શંકા ઉઠાવી કે સોમલ એટલી માત્રામાં ન આપી શકાય મેટીરીયા મેડીકામાં $\frac{1}{40}$ ગ્રેનથી વપરાય છે.

આ વખતે પ્રમુગ શ્રી ત્રંબકલાલ મુનિયે જણાવ્યું કે આપણા સોમલ અને અંગ્રેજી સોમલમાં ફેર છે. આપણો સોમલ અગ્નિ પરિપકવ થાય છે તેથી તેમાંથી વિષનો ગુણ ઓછો થઇ જાય છે, તેથી તે નુકશાન નહી કરે.

**પ્લેગ જેવા રોગોમાં**—હાથીસુંઢીના રસ અને સુરોખાર

બન્નેને ઘુંટી મુકવી તે પછી એક કુલડીમાં તે અધુ ભરી ઉપર સોમલ ૧ તોલો મુકી તેની ઉપર બાકીનો સુરોખાર મુકી પછી કપડછાણુ કરી તે સંપુટ ૨૦ છાણાના અગ્નિમાં ભસ્મ કરવી. તે ભસ્મ પ્લેગ જેવા રોગ ઉપર ચોખાપુરની માત્રાથી વાપરી શકાય છે.

૧ તોલો કળી ચુનાનો ભૂકો અને ૧ તોલો સોમલ કુવારમાં ઘુંટવો પછી અગ્નિ ૨૦ છાણાંની આપવી તેમાથી જે ભસ્મ હાથ લાગે તેમાંથી ૧ ચોખાપુર મધ કે ઘીમાં વિષજ્વર કાસશ્વાસ, ત્વચા રોગમાં આપવાથી મટે છે તેના ઉપર ઘી દુધનું વધુ સેવન કરવું. ચળી પાળવી.

વિષમય પદાર્થ પણ અનુપાન ભેદથી અમૃતમય બને છે. પારો વિષમય છે તેને વનસ્પતિમાં ઘુંટી શુદ્ધ કરી આપવાથી ફાયદો થાય છે અજમેરના વૈદ્યરાજ ગોકુળચંદ્રે કહ્યું કે સોમલ અને વછનાગ નાની માત્રાથી ચઢી આગળ વધુ આપવાથી બને રસાયન છે. અગ્નિ કમી થયેલ હોય તેને દવામાં વછનાગ આપવો જેને અગ્નિ દુરસ્ત હોય તેને દવામાં વછનાગને બદલે સોમલ આપી શકાય છે.

## વૈદરાજ ભોગીલાલ પ્રાણશંકર

**રુખરોગ, ઉપદંશ, મુખમાં વણો માટે શોમલનો પ્રયોગ**— સોમલ ૧ તોલો કાથો ૧ તોલો એલચી ૧ તોલો ત્રણેવસ્તુને સરખે ભાગે લઇ જળમાં બારીક ઘુંટી બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળવી પછી તેમાંથી રોજ ત્રણ વખત બબે ગોળી સાકરના પાણી સાથે આપવી. લસણ બીલકુલ ન ખાવું સાત દિવસ આ દવા આપવી. પછી દરદીએ દૂધ ભાત ખાવાં, બીજું કાંઇ ન ખાવું.

આ વાસાસવ ઉદરસ ઉપર સારૂં કામ કરશે.

**વૈદરાજ ગણપતરામ નરભેરામ બારડોલી**

એમણે વાસાનું સત્વ પાવડરના રૂપે બનાવ્યું હતું તેની ચપટી પાણીમાં નાંખવાથી ઓગળી જતું એ તેની શોધ છે એમ કહ્યું હતું.

**વૈદરાજ અમૃતલાલ પ્રાણશંકર પટણી પાટણ**

સંગ્રહણી માટે તેમણે કહ્યું: કે હું એ રોગને દૂષિ વિષ માનું છું મુંબઇના ઝાડાને પણ દૂષિવિષ માંનું છું સુશ્રુતમાં દૂષિવિષનું વર્ણન છે. તેને માટે દહીંને છાસ આપવાથી ફાયદો થાય છે.

તેવા રોગીને દહીં ઉપર રાખવો. દહીં એ વિષમજ્વરને મટાડે છે, તેની સાથે ચરકમાં લખેલો હિંગ્વાદિ ક્ષાર આપું છું તે ગ્રહણીના અધ્યાયમાં છે. તે વાપરૂં છું ઝાડાના દરદીને અભ્રક ભસ્મ વસંતમાલતી, સંશમની, મોથ અને ચિત્રકમુળ પણ આપું છું.

ઝાડાના દરદીને હિંગ્વાદિ ક્ષાર ૦૧ તોલા સુધી આપવો સાકર ને ઘી વાળો ખોરાક આપું છું,

**સંશમની નંબર ૩**—એ ગળોનું ધન છે તે ઘનની ગોળીઓ વાળવી તે સંશમની નંબર ૩ છે, ગળો કચરી ૨ દિવસ રહેવા દેવી પછી બીજે દિવસે ઉકાળવી ગળોમાંથી સત્વ કાઢયા વગર ઘન બનાવવું તો તે ગોળી સારૂં કામ કરે છે.

પછી ગળોના જે ટુકડા રહે છે તેને બાળી રાખ કરૂં છું જે અમૃતાદિ ક્ષાર તરીકે વાપરૂં છું તે જવખારના જેવો ગુણ કરે છે.

**સંશમની નબર ૨** ગળોનું ઘન તૈયાર થયા પછી ચંદ્રપ્રભાનાં બધાં ઔષધો નાંખવાં તેમાં શિલાજીતને બદલે ઘણા સુરોખાર નાંખે છે તે ન નાંખતાં માક્ષીક ભસ્મ નાંખવી. ૪૨ તોલા વજન ચંદ્રપ્રભાનું થાય તો તેમાં ૩૨ તોલા ગળોનું ઘન નાંખી ગોળીઓ વાળવી તે સંશમની નંબર ૨.

સંશમની નંબર ૧ માં—ગળોનું ઘન અને ચંદ્રપ્રભા તેમ માક્ષીકને બદલે લોહભસ્મ નાંખવી તે પહેલો નંબર.

**શીતવીર્ય**—ત્રિફળાનું ઘન અને ચંદ્રપ્રભા સરખે ભાગે મેળવવાં તે શીતવીર્ય છે તેમાં કેટલાક ત્રિફળાને બદલે આંબળાં એકલાનું ઘન અને ચંદ્રપ્રભા મેળવે છે તે શીતવીર્ય.

**ઉષ્ણવીર્ય**—હરડેનું ઘન એકલુ લેવું તે પણ ઉષ્ણવીર્ય છે. કેટલાક હરડેનું ઘન અને ચંદ્રપ્રભા મેળવેછે. તે પણ ઉષ્ણવીર્ય છે.

**ક્ષય**—ક્ષયરોગમાં માંસ અપાય છે, વાંદરાના માંસનો પ્રયોગ શાસ્ત્રમાં છે.

**મલેરીયા જ્વર**—મલેરીયામાં સુદર્શન ચુર્ણ સારૂં કામ કરે છે. મારા અનુભવથી જણાયું છે કે કવીનાઇન કરતાં સુદર્શન સારૂં કામ કરે છે. પણ જેણે વિલાયતી દવાઓ ખાઇ પોતાના પરમાણુંઓ ઝેરી કર્યા હોય તેને જ સુદર્શનથી કદાચ લાભ ન થતો હોય.

કડુની બનાવટથી સરબત કરવું તે પણ તાવમાં ફાયદો કરે છે. સુદર્શન બે આની ભાર, સોડા બાયકાર્બ ૧ આનીભાર, નવસાર ૧ આનીભાર બધું મેળવી તેનાં બે પડીકાં કરવાં. સોડા બાયકાર્બ એ શુદ્ધ સાજીખાર છે તે વાપરી શકાય.

**ક્રોનિક ફીવર**—જુનો તાવ હોય તો પીંપર અને શંખ કે કોડીની ભસ્મ આપું છું. તાવમાં હું શરપંખો પણ વાપરૂં છું તેના ચુર્ણનો કવાથ હું વાપરૂં છું, તેમાં મૂળ સારૂં કામ કરે છે તેથી ઉલટી થાય છે માટે તરત ચણા ખાવા તેથી બરોળ મટે છે. લીવરનાં દરદ મટે છે.

**કરાંચીના** વૈદ્ય ગોપાળજીએ કહ્યું કેઃ કોલેરા ઉપર ગંધકવટીમાં શરપંખાનાં મૂળ ૧ ભાગ નાંખવાં તે વાપરવાથી કોલેરા મટે છે.

સાધારણ રીતે વિલાયતી દવાઓ આપવાથી તરત ફાયદો જણાય છે પણ પાછળથી નુકશાન થાય છે, વિલાયતી દવાઓ ન વાપરવી પણ દેશી દવાઓ સાથે કવીનાઇન આપવાથી તાવમાં ફાયદો થાય છે.

**વૈદરાજ ચુનિલાલ રેવાશંકર** વડોદરા– મલેરીયા તાવ ઉપર પીવાની દવા, ઇદ્રજવ ૧ શેર, જેઠીમદ ૧ શેર, ભારંગમૂળ ૧ શેર, લીમડાની અંતરછાલ ૧ શેર, કરીયાતુ ૧ શેર, એ સર્વને ખાંડી રાત્રે પલાળી સવારે અધમણ પાણીમાં કવાથ કરવો. તૈયાર થયે ગાળીને ભરી લેવું, તે કવાથ બે ઔંસ દિવસમાં ૩ વખત આપવાથી તાવ મટે છે એ કવાથનું પાણી ત્રણ દિવસ સુધી રહી શકે છે.

**અમૃતલાલ પટણીએ બતાવેલા પ્રયોગો—**

**કડવી ગોળી**–સુંઠ, એળીયો ને રેવંચીનો શીરો એકત્ર મેળવી ગોળીયો વાળવી તે બાળકોને આપવાથી ઝાડા સાફ થાય છે.

**હરીતકી યોગ**—હરડ, સુંઠ, પીંપર, મરી, ઝેરકોચલાં, હિંગ, ગંધક અને સિંધવ સર્વે સરખે ભાગે લઇ કુંવાર કે લીંબુના રસમાં ગોળી વાળવી.

જે જે પાઠમાં આવે ત્યાં તેનો એક ભાગ દરેકનો લેવો. ત્રિફળા જ્યાં આવે ત્યાં ૩ ભાગ લેવી ઉપરની દવામાં ત્રિકટુના ૩ ભાગ નાંખો તો સારૂં કામ થાય છે.

ઉપર કહેલ હરિતકી યોગ આપવાથી પેટનો પવન દૂર થાય. ઝાડાની કબજીયત મટે, આમ વાત, શુળ મટે. આ નિઘંટ રત્નાકરનો પાઠ છે. હું વાપરૂં છું બામ વૈદ્ય વધુ વાપરતા.

**જવરહર રસાયન**—અમૃતાદિ ગોળી, ભાવ, પ્રકાશમાં છે. તેમાં અમૃતા (ગળો) ૧૦૦ ભાગ; ગોળ, ઘી, મદના સોળ સોળ ભા-

ગ એને ઘુંટી ગોળી વાળે તે જ્વરહર રસાયન નંબર બીજો. અને ગળોને બદલે ગળોનું ઘન વાપરે તે નંબર ૧ લો કહેવાય; તેની ચણી બોર જેવડી ગોળી વળાય છે, જ્વર ઉપર ઘણું સારૂં કામ કરે છે.

હરતાલ ભસ્મનો પ્રયોગ લાહોરમાં પ્રસિધ્ધ થયેલ રસતરંગિણીમાં છે તે સારો છે.

સૂચના—આ પ્રયોગો વૈદ્યો માટે છે, જેમાં સોમલ વીગેરે વિષ વપરાતું હોય તેવી દવાઓ શુધ્ધ કરી વૈદો બનાવી શકે છે. સાધારણ માણસોએ આવા વિષના પ્રયોગો અજમાવવા નહિ માત્ર જેમાં વનસ્પતિની બનાવટ આવતી હોય તેવા નિર્ભય ઉપાયો સાધારણ મનુષ્યોને કામના છે.

બરોબર પધ્ધતિસર તૈયાર કરેલી વિષની બનાવટ અમૃતનું કામ કરે છે, અને તેવી બનાવટ અનુભવી વઇદો તૈયાર કરી શકે છે.

હરડે, કાળા તલ, આંબળાં, દ્રાક્ષ, તથા જેઠીમધનું ચુર્ણ કરવું તેને ફાલસાંના રસની સાથે સેવન કરવાથી હરસ મટે છે.

તલ અને માખણ અથવા નાગ કેશર, માખણ અને સાકરનું અથવા તક્રનું સેવન કરવાથી રકતાર્શ મટે છે.

કડાછાલનો કવાથ પીવો અથવા બીલીની સાથે થોડું સુંઠનું ચુર્ણ મેળવી સેવન કરવું એને કડવા તુરીયાના મૂળનું ચુર્ણ હરસ ઉપર ચોપડવું તેથી રકતાર્શ મટે છે.

કાળા તલનો કલ્ક સાકર તથા બકરીના દૂધની સાથે સેવન કરવાથી અર્શનો રકતશ્રાવ બંધ થઇ જાય છે.

**કોલેરા**—અપામાર્ગ—અંઘેડાના મૂળનું ચુર્ણ પાણી સાથે સેવન કરવાથી અથવા વડનાં નવાં પાન (અંકુર) નો રસ આપવાથી તત્ક્ષણજ વિશુચિકા—કોલેરા મટે છે.

(૨) બીલી અને સુંઠના કવાથથી ઉલ્ટી તથા વિસુચિકા મટે છે અને તેલ સહિત કારેલાનો રસ પીવાથી વિસુચિકા મટે છે.

**લવંગાદિ વટી**—લવીંગ, સુંઠ; કાળાં મરી, ફુલાવેલ ટંકણ ખાર સર્વે સરખે ભાગે લઇ મિશ્રીત કરી અંઘેડા તથા ચિત્રકમૂળના કવાથની ભાવના આપી ઘુંટી ગોળીયો વાળવી. આ ગોળીયો ખાવાથી ભારે પદાર્થો પચી જાય છે. માત્રા અર્ધો માસો કે એક માસો દવા લેવી.

**કૃમિરોગ**—વાવડીંગના ચુર્ણને મધની સાથે સેવન કરવાથી પેટના કૃમિ નષ્ટ થાય છે.જેઓના પેટમાં કૃમિ હોય તેમને પ્રથમ ગોળ ખવરાવવો તે પછી થોડી વારે ખુરાસાની અજમાનાનું ચુર્ણ વાસી પાણીની સાથે સેવન કરાવવું એથી આંતરડામાં ભરાઇ રહેલા કૃમિ બહાર નીકળી જાય છે. ઓષધ સેવન કર્યા પહેલાં ગોળ ખવરાવવાનું કારણ કે પ્રથમ ગોળના સેવનથી આંતરડાંના કૃમિ તે ખાવા માટે પોતાની જગ્યાએથી બહાર આવે છે તે પછી ઓષધ ખાવાથી પાછા બહાર નીકળી જાય છે. આ કૃમિઓ આંતરડાં સરસાં ચોટીને રહે છે જો રોગીને પ્રથમ ગોળ ન ખવરાવવામાં આવે તો ઓષધનો બરોબર પ્રભાવ પડતો નથી. ખુરાસાની અજમાની માત્રા ૧ રતીથી ૪ રતી સુધી.

૨ નાળીયેરનું પાણી મધ સાથે પીવાથી કૃમિ મટે છે. અથવા કડવી તુંબડીના બીનું ચુર્ણ છાસ સાથે પીવાથી પણ કૃમિ મટે છે.

૩ ચાર રતી કંપીલાનું ચુર્ણ ગોળ સાથે સેવન કરાવવાથી ઉદરના સંપૂર્ણ કૃમિ બહાર નીકળી જાય છે.

**પાડરોગ**— પાંડુરોગમાં રોજ ગોળ સાથે હરડે ચુર્ણ લેવાથી મટે છે.

**કમળો**–ત્રીફળા, ગળો; દારૂ હળદરના રસનું અથવા લીમડાના રસનું સવારે મધ સાથે સેવન કરવાથી કમળો મટે છે.

**રકતપાત**—અરડુસીના પાનનો રસ મદ સાકરની સાથે સેવન કરવાથી દારૂણ રકતપિત્ત પણ શાંત થઇ જાય છે.

૨ ઉમરડાના ફળનો રસ મદ સાથે પીવાથી રકત પીત્ત મટેછે.

૩ મધની સાથે હરડેના ચુર્ણનું સેવન કરવાથી તે પાચન તથા દીપન કરનાર છે, અને સળેખમ રકતપિત્ત, શુળ અને અતિસારને મટાડે છે.

**ક્ષય**—સાકર તથા મધ સાથે માખણનું અથવા ઘી તથા મધનું સેવન કરવું અને બકરીનું દુધજ માત્ર પીવું જેથી ક્ષયનો રોગી પુષ્ટ થાય છે. મધ અને ઘી સરખે ભાગે લેવાં; પણ મધ ૧ ભાગ તો માખણ કે ઘી બે ભાગે લેવાં.

**સિનોપલાદિ ચુર્ણ**—૧ માસો દુધની, મધની કે ઘીનીસાથે ચાટવાથી ફાયદો થાય છે. તજ ૧ ભાગ, નાની ઇલાયચી ૨ ભાગ પીંપર ૪ ભાગ, વંશલોચન ૮ ભાગ સાકર ૧ ભાગ. સર્વ એકત્ર ઘુંટી તૈયાર કરવું એ સીતોપલાદિ ચુર્ણછે. આ ચુર્ણથી શ્વાસ, કાસ ક્ષય મટે છે. જેની જીભ રૂક્ષ થઇ હોય અથવા સ્પર્શ કે મધુર આદી રસનું જ્ઞાન થતું ન હોય તથા અરૂચી મંદાગ્નિ પાર્શ્વશુળ તાવ અને ઉર્ધ્વંગ રકતપીત્ત આ દવાથી મટે છે. તેમ હાથ પગ વિગેરેનો દાહ મટાડે છે. (દવે ફાર્મસી અમદાવાદમાં તૈયાર મળશે.)

**ઉદરસ**—બેઠી ભોંયરીંગણીનો ઉકાળો પીપર સાથે લેવાથી બધા પ્રકારની ઉદરસ મટે છે.

**દમ** પીંપર તથા સીંધાલુંણનું ચુર્ણ આદાના રસ સાથે સુતી વખતે ચાટે તો સાત દિવસમાં દમ, ઉદરસ જરૂર મટે છે.

(૪) હરડે તથા સુંઠનું ચુર્ણ અથવા પુષ્કરમૂળ, યવક્ષાર, કાળાં મરી એના ચુર્ણને ગરમ પાણી સાથે લેવાથી હેડકી, શ્વાસ, ઉદરસ મટે છે.

(૫) જુનો ગોળ તેલની સાથે મેળવી ત્રણ અઠવાડીઆં ચાટે તો શ્વાસ દમ સમૂળ નષ્ટ થાય છે.

શુદ્ધ કરેલો ગંધક તથા મરીનું ચુર્ણ ઘીની સાથે ચાવવાથી અથવા માત્ર ગંધક ચુર્ણ ઘીની સાથે સેવન કરે તો શ્વાસ કાસ અને ક્ષય મટે છે.

**સ્વરભેદ**--પીપળ, પીપળીમૂળ, કાળાં મરી, સુંઠ, સર્વ સરખે ભાગે લઈ ચુર્ણ કરી તે ગૌમૂત્ર સાથે પીવાથી કફજ સ્વરભેદ-સાદ બેસી ગયો હોય તે મટે છે.

**હેડકી**--સાકર અને કાળાં મરીનું ચુર્ણ મધ સાથે ચાટવાથી અસાધ્ય બળ હેડકી શાંત થાય છે.

(૨) કેળાના મૂળનો ૧ તોલો રસ ખાંડ સાથે પીવાથી હીક્કા મટે છે.

**મૂર્છા**--રોજ રાત્રે મધ સાથે ત્રિફલા ચુર્ણ તથા સવારે ગોળની સાથે આદાનું સેવન કરવાથી સાત દિવસમાં મદ, મૂર્છા, દમ તથા ઉન્માદ રોગ મટે છે.

**ભૂતોન્માદ** લીમડાનાં પાન, વજ, હીંગ, સાપની કાંચળી, સરસવ, એ સર્વનાં ચુર્ણનો ધુપ દેવાથી ડાકીની આદી દૂર જાય છે. ભુતોન્માદ મટે છે.

**અપસ્માર-મૃગી**---મનશીલ, રસવંતી, કબુતરની હગાર, એને એકત્ર મિશ્ર કરી આંજવાથી અપસ્માર મૃગી તથા ઉન્માદ રોગ નષ્ટ થાય છે.

લસણને તેલની સાથે અથવા શતાવરીને દુધ સાથે અથવા બ્રાહ્મીનો રસ મદ સાથે ચાટવાથી સંપૂર્ણ અપસ્માર, મૃગી, હિસ્ટીરીયા મટે છે.

રોજ વજનું ચુર્ણ મદ સાથે સેવન કરે અને દુધ તથા ભાત ખાય તો જુનો અપસ્માર, હીસ્ટીરીઆ પણ મટે છે.

## ચતુર્થ વૈદ્ય સંમેલન વડોદરામાં વૈદ્યોએ બતાવેલા અનુભવ સિદ્ધ પ્રયોગો.

**વૈદ્યરાજ હરિપ્રપન્નજીએ**—પોતાના ભાષણમાં જણાવ્યું હતું કેઃ—

**સુવારોગ**—સ્ત્રીઓને સુવાવડ પછી આ રોગ લાગુ પડે છે તે માટે દશમૂળના ઉકાળા સાથે યોગરાજ ગુગળ આપવાથી આ રોગ મટે છે.

**શીઘ્રપ્રસુતિ કરાવવા**—કલીહારી જેને લાંગલી કે રાધા ગાંઠી કહે છે તે ડાકોરમાં પણ થાય છે તે આપવાથી શીઘ્ર પ્રસુતી થાય છે.

**જાલમસીંહ નાગજીભાઇએ બતાવેલા પ્રયોગો**

**હડકવાની દવા**—રાન ભાલનાં બી ૧ તોલો, પાશેર છાસમાં પીવાથી હડકવા મટે છે. એ રાન ભાલને પૃષ્ટપર્ણી પણ કહે છે. તેના તલસરા જેવા છોડ થાય છે ને ભાલા જેવા ફણગા થાય છે. વચ્ચે ફુલ, વળી ફણગો, એમ થાય છે.

**સર્પ વિષનો ઉપાય**—વેલ જેને ( પાતાલ ગુરૂડી ) કહે છે. તેના મૂળ પાવલી ભારથી અર્ધાભાર અને ધરો ( દુર્વા ) નો રસ ૧

ભાર અને મરી નંગ ૩ નું ચુર્ણ એકત્ર કરી સાપ જેને કરડયો હોય તેને પાવું તેથી સાપનું વિષ માટી થઇ જશે ને સાપ ઉતરી જાય છે.

**જુના વેવનું મૂળ**—પાવલીભાર ઘસીને પાવાથી સાપ અને ઉંદરનું વિષ મટે છે.

આ વેવનું મૂળ વિષ ઉતારે છે અને ઉંદરનું ઝેર ઉતારે છે તે વાત ઘણા વૈદ્યોએ કબુલ કરી હતી.

**કાકમાસી** એટલે પીલુડી અને **કાકજંઘા** એટલે પીલુડી.

**ભાંગરો** કાળો અને ધોળો બે જાતનો થાય છે. ભાંગરાના રસમાં અભ્રક થાય છે.

**બ્રહ્મદંડી એટલે ઉત્કંટો**—તેનાં બી કડવાં છે તેનાં મૂળ મૂત્રકૃચ્છ અને પ્રમેહ મટાડે છે. કષ્ટાતી સ્ત્રીને બ્રહ્મદંડીનું મૂળ ચાર આંગળ ચોટલે બાંધવાથી તરત પ્રસવ થાય છે.

આ વખતે એક જણે કીમીયા માટેનો નીચેનો દોહરો કહ્યોઃ

સાજી લાજી ( લજ્જાળુ ) ને ફટકડી, ગૌદંતી હરતાલ.
એતના દીજે પતરકુ તો કયા કરે કીરતાર

### ખાનપુરના પરસોતમ ગોહડભાઇએ બતાવેલ પ્રયોગો.

**કાસુંદરી**—સુંદરસેન પીળા ફુલની–તેની બે જાત છે ૧ કાળી જાત છે. તેના પાનનો રસ પાવલીભાર પાવાથી સાપનું વિષ ઉતરી જાય છે. તેનાં બી ચપટાં થાય છે. તે સાપને ઉતારે છે. તેનાં બી પાવલીભાર ઘુંટી પાવાથી સાપ ઉતરે છે. દિવસમાં ૩ વખત પાવાં.

વાઘના વાળ કોઇના ખાધામાં આવ્યા હોય તેને સુંદરસેનનું મૂળ ઘસી પાવાથી મટે છે. તેનાં પીળાં ફુલને મદમાં ઘસી આંખે આંજવાથી **રતાંધળાપણું** મટે છે.

**ઢોરને આમળ ખસવું કે માટી બહાર નીકળવી**—લજ્જા વંતી (જેને લાજુલાડી કે રીસામણી કહે છે તે છોડનાં પાન રૂપીયા ૧ ભાર લઇ બે હાથે મસળી તે બે હાથ ઢોરને આમળ નીકળ્યું હોય કે ગાય ભેંસના મૂત્ર માર્ગની માટી બહાર નીકળી હોય તો તેની સામે ધરવાથી અંદર બેસી જાય છે. ગુદભ્રંશ મટે છે.

**કાંકણી વરાધઃ**—આંખ ફુટામણી જે વાડ કારેલી જેવી થાય છે તેને **પટોલ** કહે છે. તે પટોલની અંદરથી બીજ નીકળે છે તે બીજ ઘુંટીને બાળકને બે આની ભાર આપે તો કાંકણી વરાધ મટે છે નાના બાળકને રતીપુરથી વાલપુર આપવું.

## વૈદ્ય વાડીલાલે બતાવેલ પ્રયોગ.

**કમળો**—સુકું પાડાવેલું જેને કુકડવેલ કે દેવદાલી કહે છે તેનુ ૧ ફળ લેવું તે સુકાઇ જતાં અંદર જાળી હોય તે ગરમ પાણીમાં તે ડુબે એમ નાંખીને ચોળી નાંખવાથી તે પાણી પીળું થશે તે પછી મોંમાં સાકર રાખીને તે પાણીનાં ૩ થી ૪ ટીપાં નાકમાં નાંખવાથી નાકમાંથી પીળું પાણી નીકળશે. તેથી કમળો અને કમળી પણ મટી જશે. આખો દિવસ મોંમાં સાકર રાખવી. નહીં તો ધાંટો બેસી જશે.

**બીજા ગૃહસ્થે**—આ પ્રયોગ બરોબર છે કહી જણાવ્યું કે: સુકું પાડાવેલું પાણીમાં મેળવી ૩ થી ૪ ટીપાં નાકમાં નાંખવાથી કમળી મટે છે. જો સળેખમ થાય તો બે દીવસ તે દવા નાકમાં ન નાંખવી. ત્રીજે દિવસે વળી નાંખવી.

તેનાં સુકાં બી તોલો ૧ ખાંડી પાશેર તેલમાં તળી તે તેલ ગાળીને શીશામાં ભરી રાખવું. તે તેલ વાળ કાઢી નાંખ્યા પછી લાગવાથી ફરી વાળ ઉગતા નથી.

આ કુકડવેલનાં પાણીનાં ટીપાં નાકમાં નાંખવાથી વધુ તીવ્ર જણાય તો ઘીનું નસ્ય આપવું.

**વાતરક્ત** ( લેપ્રસી )નો ઉપાય પ્રમુખ વૈદ્યશાસ્ત્રી **લક્ષ્મીરામે** જણાવ્યો; લઘુ મંજીસ્ટાદિ કવાથ અને કૌશોર ગુગળ ત્રણ ચાર મહીના સુધી આપવાથી શરૂઆતનો વાતરક્ત મટે છે. મીઠું ન ખાવું મોળું ખાવું.

**પરિણામ શૂળ**—અન્ન પચતું ન હોય ત્યારે શૂળ ઉત્પન્ન થાય છે. તે માટે શુક્તિ (છીપ) ભસ્મ દિવસમાં ત્રણવાર વાલ વાલ ગરમ પાણી સાથે આપવાથી પરિણામ શૂળ મટે છે.

**હીરણ્ય ગર્ભ પોટલી**—વૈદ્ય ચુનીલાલે બતાવેલ પ્રયે શુદ્ધ પારદ, ગંધક, તામ્રભસ્મ, રૌપ્યભસ્મ સુવર્ણભસ્મ, મોતી ભસ્મ, હરતાલ, પ્રવાલભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, એટલી વસ્તુઓ એકત્ર ઘુંટી તેની રેશમી લુઘડે પોટલી બાંધવી. પછી એક માટીના વાડકામાં ગંધક ભરી મંદ અગ્નિ ઉપર ગરમ કરી રસ કરવો તેમાં ઉપરની પોટલી બુડતી રહે તેવી રીતે લટકાવવી તળે ૩ કલાક સુધી મંદ અગ્નિ આપવો ને પકવવું તે ઘસી પછી તૈયાર કરવી. ગંધકનો ધુમાડો શ્વાસમાં જાય નહિં તેની સંભાળ રાખવી. આ હીરણ્ય ગર્ભની પોટલી તૈયાર થઇ. યોગરત્નાકરમાં પણ આ પાઠ છે. આમાં બમણો હીંગુલ નાંખો તો લાલ રંગ થાય છે. આ હિરણ્ય ગર્ભની માત્રાથી ત્રિદોષ મટે છે. દમ,શ્વાસ, ઉદરસ, અભાનાવસ્થા, દાંત બંધ થઇ જવા એ રોગો મટે છે.

**બૃહત્સુવર્ણ વસંત માલતી:**—સીનોરના વૈદ્ય હરીલાલના પાઠ પ્રમાણે—સુવર્ણ ૩ ભાગ, હીંગળોક કે રસસિન્દુર ૫ ભાગ, સફેદ મરી ૭ ભાગ, કસ્તુરી ૧ ભાગ, ગોરોચન ૧ ભાગ, નાગ (સીસાની)

ભસ્મ ૨ ભાગ, બંગભસ્મ ૩ ભાગ, અભ્રક ભસ્મ ૩ ભાગ, કેસર ૧ ભાગ, મોતીની ભસ્મ ૭ ભાગ, પીંપર ૧ ભાગ, ખાપરીયું ૧૧ ભાગ અને માંખણ ૬ ભાગ લેવું; (૧૮ તોલે માખણ ૩ તોલા નાંખવું) પછી તે બધાને લીંબુ ૯૫ ના રસમાં ઘુંટવું. યોગ રત્નાકરમાં લઘુ વસંતમાલતીના પાઠમાં માખણ નાંખવાની વાત છે.

વસંત માલતીમાં ખર્પરને બદલે જસત ભસ્મ લેવી અથવા કેલેમીના પ્રેપેરેટા લેવું વૈદ્યરાજ ત્રંબકલાલ મુનિએ જણાવ્યું.

ફોસ્ફેટ ઑફ ઝીંક નરવાઇન ટોનીકમાં વપરાય છે તે પણ ખાપરીયાને બદલે વાપરી શકાય. શ્વેત પ્રદરમાં બ્રહત સુવર્ણ વસંત સારૂં કામ કરે છે.

વૈદ્યશાસ્ત્રી નારાયણશંકરે જણાવ્યું કે ગોદંતી હરતાલ એટલે ધાપાણ, ધાપાણના કકડા કરી દીવેલમાં બોળી અથવા ગળજીભીમાં તેની ભસ્મ બનાવવી. આ ભસ્મ ઉપદંશ અને પ્રમેહમાં સારૂં કામ કામ કરે છે અને અમે વાપરીએ છીએ.

---

## વૈદ્ય સંમેલન જયપુરના બતાવેલા અનુભુત પ્રયોગો

---

વૈદ **સંમેલનમાં જયપુમાં** તા. ૯ મીની રાત્રે સબજેક્ટ કમીટી મળી હતી તે વખતે શરૂઆતમાં કેટલાક પ્રયોગોની ચર્ચા ચાલી હતી તેનો સાર નીચે આપવામાં આવે છે.

**અશ્વગંધા**—આસનમાં વિષ નથી પણ તે વિષ ઉતારે છે. ૦ાા તોલો પાણી સાથે આપવાથી વિષ ઉતરે છે.

અશ્વગંધા, સાકર અને ઘી સાથે આપવાથી ઉંઘ આવે છે.

**ચન્દ્રમરવો**—૩ માસા આપવાથી ઉન્માદ મટે છે. ગુલાબજળમાં ઘુંટી આપવી.

**શુક્તિભસ્મ**—છીપની ભસ્મ બે માસા ઘી સાકર સાથે આપવાથી ઉંઘ આવે છે.

**સ્વચ્છંદભૈરવરસ**—રસેન્દ્રસાર સંગ્રહનો પાઠ છે તે સન્નિપાતમાં ૨ રતી આદાના રસ અને મધ સાથે આપવાથી સારૂ કામ કરે છે.

**વિષુ ચી**—કોલેરામાં-સ્વચ્છંદભૈરવ રસ બે રતી આદાના રસ સાથે આપવાથી ફાયદો થાય છે.

**ખુરાસાની** અજમો સાફ કરી દુધ કે પાણી સાથે ૫ રતી આપવાથી ઉંઘ  વે છે.

**ઉન્માદ**—કુષ્માંડ-ભૂરા કોળાનો સ્વરસ ૪ ઔંસથી ૪૦ તોલા સુધી  પવો. તેથી ઉન્માદ મટે છે.

૨૦ એકલો અથવા કુંવારના પાઠાના સ્વરસ સાથે આપવાથી પણ ઉન્માદ મટે છે. ઉંઘ આવે છે. એક બે દિવસમાં ફાયદો જણાય છે.

**ઉંઘ આવવી**—૧ પલ દ્રાક્ષને પાણી સાથે ઘુંટી તે પાણી ગાળીને આપવાથી ઉંઘ આવે છે. બે ત્રણ દિવસ આપવાથી મટે છે.

**ચૈતન્ય ઉદર રસ**—( રસોદ્ધાર તંત્રનો પાઠ ) આપવાથી ઉન્માદ મટે છે.

ગોજીબ્હાને ભોંપાથરી પણ કહે છે.

વા—સોડાસીલીસીલસને બદલે અરલુની છાલ પાણી સાથે આપવાથી મટે છે.

**કાકનાસા**—આપણા તરફ વીંછુડા થાય છે તે કાકનાસા કહેવાય છે.

---

# અમદાવાદ વૈદ્યસભામાં

## વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવેના પ્રમુખપણા નીચે મળેલી સભામાં વૈદ્યોએ બતાવેલા અનુભુત પ્રયોગો.

# हिस्टीरीया.

વૈદ્ય **સભામાં** હિસ્ટીરીયા વિષે થયેલા ભાષણમાં અનુભવી વિદ્વાન **વૈદ્યોએ** હિસ્ટીરીયાના બતાવેલા અનુભવ પ્રયોગો.

**સાબરસીંગ ભસ્મ**—આપવાથી હિસ્ટીરીયા મટે છે. સાબરસીંગનુ સત્વ જો આપવામાં આવે તો ફરી હિસ્ટીરીયા થાય નહિ.

**દુગ્ધવટી** આપવાથી હિસ્ટીરીયા તરત જ બંધ થઇ જાય છે. એળીયો હિસ્ટીરીયામાં સારૂં કામ કરે છે. દ્રાક્ષ અને હરડે રાત્રે આપવાથી પરિણામ સારૂં આવે છે.

હીંગ, કપુર એળીયો દીકામારી અને અને અફીણ સરખે ભાગે લઇ મોટી મગ મગ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી બે સવાર-સાંજ લેવાથી હિસ્ટીરીયા મટે છે.

**વૈદરાજ જગન્નાથ ગોપાળજી પંડિત**

૧ તોલો ઘોડાની પાંખ, ૧ તોલો ઇંગોળીયા ( હીંગોળા )નો ગર્ભ ૧ તોલો ઝેરકચોલાં શુદ્ધ,રા તોલા પીંપરાની વડવાઇ, ૦ાા તોલો અફીણ, ૦ાા તોલો જાવંત્રી લેવી. ઇંગોળીયાના ઉપરના રસનું પાણી કરી તેમાં ઉપરની વસ્તુઓનું ચુર્ણ ઘુંટી મગ મગ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી બે સવારે અને બે સાંજે આપવી એટલે હિસ્ટીરીયા મટી જાય છે.

અમૃતસાગરમાં સિંહનાદ ગુગળનો પાઠ છે તે રાત્રે બબે ગોળી આપવી.

૨ વગડામાં ચોમાસામાં ઝીંઝવાના ઝાડ ઉપર થુંક જામે છે તેમાં ખાદીનું લુગડું સાત આઠ વખત પલાળવું, પછી તે લુગડું બાળી ભસ્મ બનાવી તે સુંઘવાથી હિસ્ટીરીયા મટે છે. તે પાણીમાં મરી પલાળી તે વાટી તેનું નસ્ય આપવાથી પણ મટે છે.

**વૈદરાજ ભવાનીશંકર રૂઘનાથજી**

**મહા યોગરાજ ગુગળ** આપવો. ઉપર જટામાંસી, ઉપલેટ, શંખાવલી વજનું ચુર્ણ ૨ થી ૪ વાલ આપવું; કબજીયત જણાય તો ૪--૬ દિવસે એરંડીયું આપવું.

હિસ્ટીરીયા ગર્ભાશયના દોષને લીધે હોય તો મહાયોગરાજ ગુ-ગળ સાથે કુમાર્યાસવ આપવો.

શંખનો સુકાયેલ કીડો ાાથી ૧ વાલ આપવાથી હિસ્ટીરીયા મટે છે.

માણેકની પીષ્ટી અને શનીની પીષ્ટી ાા રતીની માત્રામાં આપવાથી મટે છે.

**રસવૈદ ઉમીયાશંકર મોતીરામ**

ઈરાકસી એળીયો, હિરાબોળ અને લોહભસ્મની ગોળી આપ-વાથી મટે છે.

વજનું ચુર્ણ ાા તોલો મધ સાથે આપવું દુધભાત ખાવાં; તેથી મટેછે.

વજ, શંખાવલી, કઠ, બ્રાહ્મીનું ચુર્ણ આપવાથી મટે છે. અનુ-પાનમાં કુમાર્યાસવ આપવો.

**વૈદ જેઠાલાલ દેવશંકર દવે**

પીંપળાની વડવાઇ, કેસર તો ાા,જાવંત્રી તો.૧; ત્રણે વસ્તુની ઝીણી ઝીણી ગોળ ગોળીઓ વાળવી; તે ગોળીઓ સવાર સાંજ બબે આપવાથી હિસ્ટીરીયા મટે છે.

પીંપળાનાં લીલાં મૂળ કાઢી તેનો રસ કાઢવો, તે રસ ૧ ઔંસ પાવાથી ન્યુમોનીયા, સન્નિપાત વગેરેમાં ગમે તેવો શોષ તથા ઘણીજ અશક્તિ હોય ના તે પણ દૂર કરેછે, તાવની ગરમીને શાંત કરી દરદીને શુદ્ધિમાં લાવે છે.

હીંગ ઉંચામાંની લાવી ઘીમાં શેકી નાંખવી તે ૧ વાલ ઘીમાં ગળાવી દેવી. અને દરદીને દુધ ઉપર રાખવાથી હિસ્ટીરીયા મટે છે.

એક બે રૂપીયા ભારની મોટી હરડે લઇ ગાયના દુધમાં ઘસીને પાઇ દેવી આ પ્રમાણે દિવસના પ્રયોગથી હિસ્ટીરીયા મટે છે. રોજ ૧ હરડે દુધમાં ઘસી પાવી અને દુધ ઉપર દરદીને રાખવો. તેથી હિસ્ટીરીયાનો વ્યાધિ મટે છે. **વૈદ્યરાજ ગણપતિશંકર છોટાલાલ**

હિંગ્વાદિગુટિકા---ભાવપ્રકાશમાં છે; તે પાઠ પ્રમાણે બનાવીને આપવી. તેથી મટે છે. સુવાવડની અસરથી હિસ્ટીરીયા થયો હોય તો એરંડીયું અને દેવદાર્વાદિ ક્વાથ સાથે હિંગ્વાદિગુટિકા આપવાથી ફાયદો થાયછે. **વૈદ્ય અંબાશંકર નાગજીભાઇ.**

કન્યા લોહાદિગુટિકા અને સરસ્વતિ ચુર્ણ ભુરા કોળાના રસમાં આપવાથી મટે છે. અને વજ તથા સુંઠના ચુર્ણનું ઘીમાં નસ્ય આપવાથી હિસ્ટીરીયા મટે છે. **વૈદ્ય રવીશંકર મોતીરામ.**

મોરથુથાની ભસ્મ રતી ૧, લોહ ભસ્મ વાલ ૧, સુવર્ણ માક્ષિક ભસ્મ ૧ વાલ, પીંપર વાલ ૧. આદાનો રસ અને મધની સાથે આપવાથી હિસ્ટીરીયામાં સારો ફાયદો થાય છે.

**વૈદ્ય કેશવલાલ શીવશંકર જાની**

વડની વડવાઇ, કેસર, જાવંત્રીની ગોળીઓથી મટે છે. હરડેને ગોમુત્રમાં ઘસી સવાર સાંજ અરધી હરડે આપવાથી મટે છે.

**વૈદ્ય ગોવિંદજી ઇશ્વરભાઇ**

અડાયાની રાખ શેર ૧,૦૫શેર આકડાના દુધમાં પલાળીને સુક-વવી તેમાં અધોળ મરીનું ચુર્ણ નાંખવું તે સવાર બપોર અને સાંજ ત્રણ વખત સુંઘાડવા આપવું તેજ દવા ૧ રતી સવારમાં મધ સાથે ચાટી જવી.

૨ ઘોડા વજ ચારથી ૭ આની ભાર મદમાં આપવાથી ઉલ્ટી થઇને સારો ફાયદો થાય છે.

રેક્ટી ફાઇડ સ્પીરીટનું ૧ ટીપું આંખમાં નાંખવાથી તરતજ હિસ્ટીરીયામાં ફાયદો થાય છે.

**શા. વાડીલાલ જીવણલાલ**

શંખીયા શોમલ તેમ શંખ સરખે વજને લેવાં પછી જુદાં જુદાં ખાંડી ચુર્ણ કરી જુદાં જુદાં આકડાના દુધમાં આઠ દિવસ સુધી પલાળી રાખવાં પછી સોમલને લીંબુના રસમાં આઠ દિવસ પલાળવો પછી બન્ને (સોમલ અને શંખ) ભેગાં કરી લીંબુના રસમા ઘુંટી ગોળો કરી શરાવસંપુટમાં મુકી અડાયા છાણાંમાં ૧ હાથની ભઠ્ઠીમાં મુકી ફુંકી દેવાં. સ્વાંગશીત થયે તેમાંની ભસ્મ ઘુંટી તેમાંથી ૧ ચોખાભાર પાનમાં આપવાથી હિસ્ટીરીયા મટે છે. આઠ દિવસમાં મટશે, જુનું દરદ હશે તો ૭ માસ દવા આપવી.

૧ હીંગોળાની મીંજ સોપારીના કટકા જેટલી અને ખાંપરાની વડવાઇ આપવાથી મટે છે.

વળી માલકાંકણી, પારેવાની ચળક, વજ, તામ્રભસ્મથી પણ મટે છે.

પ્રતાપલંકેશ્વર રસથી પણ હિસ્ટીરીયા મટે છે.

**રસવૈદ્ય દેવકરણ ભાણજીભાઇ**

સફેદ ઘોડાવજને બાળી ભસ્મ કરી તે ભસ્મ આનીથી ૪ આની ભાર દિવસમાં ૩ વખત મધ સાથે ચટાડવાથી હિસ્ટીરીયા મટે છે.

હીંગ અને એળીયો સરખે વજને લઇ મધમાં ગોળી વાળવી તે આપવાથી હિસ્ટીરીયા મટે છે.

શુદ્ધ ગંધક અને શુદ્ધ પારદની કજ્જલી કરી ૪૦ દિવસ ઘુંટવું અને તે કજ્જલી ૧ રતી આપવાથી હિસ્ટીરીયા મટે છે.

**ચીમનલાલ ત્રીકમલાલ**

---

# હૈદ્રાબાદ વૈદ્યસંમેલનના અનુભુત પ્રયોગો

**પ્રમેહારી વટી**—કબાબચીની, ગોખરૂ, આસગંધ, શિલાજીત, ગુગળ, ચંદન ચુર્ણ, ગળો; ચોપચીની, હરડે, બહેડા. આમળાનું ચુર્ણ લઇ ગુગળનો પાક કરી તેમાં શીલાજીત તથા બીજી દવાઓ મેળવી આપવી, અને પછી ગોળી કરી રાખી લેવી. પ્રમાણ– ચણા જેવડી બબ્બે ગોળી અનુપાન પાણી સાથે. ઉપયોગઃ—પ્રમેહ, મુત્ર દોષ માટે ઉત્તમછે. જરૂર હોય તો મુત્ર વિરેચન આની સાથે આપવું.

**પ્રદરનાશક**—શીલાજીત, ગુગળ, શંશમની (ગળોનું ઘન) સમ ભાગે લઇ ગોળી રતી ભારની કરી લેવી. પ્રમાણ ૪ થી ૨૪ ગોળી સુધી ધીમે વધારતા જવું. અનુપાનઃ પાણી. પ્રદર માટે ઉત્તમ છે.

**મંદાગ્નિ માટે**—મુળાની મોગરી લાંબી લાવી તેમાં સફેદ મરી ભરી સુકવી મુકવું; સુકાયા બાદ તેને આખા વાટી તેમાં તેટલાજ રજને સિંધાલુણ તથા દાડમબીજ, અંગુરદ્રાક્ષ મેળવી ગોળી

બનાવી લેવી. પ્રમાણ બે ગોળી, અરૂચી મટાડે, ભૂખ લગાડે અને પાચન કરે છે. દસ્ત સાફ લાવે છે.

**ખુજલી માટે**—કાંકચના બીજ કાઢતાં બચેલાં ફોતરાં લાવી તેને બાળી તેની રાખ કરવી, એ રાખને સમભાગે વેસેલાઇન સાથે મેળવી મલમ બનાવવો એ મલમ ચોળવાથી ખુજલી વગેરે ચામડીનાં દરદો મટી જાય છે.

**જ્વરઘ્ન ચુર્ણ**—કાંકચ બીજ ૧ તોલો, મરી ૦॥ તોલો, કડુ ૧ તોલો, સોડાબાઇકાર્બ ૧ તોલો, કરીઆતું ૧ તોલો, ચુર્ણ કરી રાખવું પ્રમાણ તો ૦। પાણી સાથે લેવું. દરેક જાતના તાવ માટે ઉત્તમ ઉપાય છે.

**શ્વાસ-કફ-રોગ**—બોઇલરમાં જામેલો ક્ષાર લાવી રાખવો તે ક્ષાર ગોળ સાથે ૬ રતીભાર આપવાથી કફ છુટો થઇ શ્વાસ મટે છે.

**ભાંગરાનું તેલ**—મેંદીપાન ૧ મજીઠ ૧. કપુરકાચલી ૧ રતાંજલી ૧ ગહુંલા ૧ મોથ ૧ ચંદનચુરો ૧ હાથીદાંતચુરો ૨ આંબળાં પા॥ ચોક્ખાઇ ૧ ભાગ લઈ તેનું ચુર્ણ કરી તેને ભાંગરાના રસની ત્રણ ભાવના આપી સુકવી લેવું અને પછી તેને જરા તેલવાળો હાથ લગાડી તે ચુર્ણને પાતાલયંત્રમાં મુકી તેલ કાઢી લેવું આ તેલ લગાડવાથી વાળ ઉગેછે અને ટાલ મટી જાય છે.

**ગંધક યોગ**—શુદ્ધ પારદ તો. ૧ ભાંગરાના રસમાં શુદ્ધ કરી અને સાત ભાવના આપી ઘુંટી તૈયાર કરેલો શુદ્ધ ગંધક તોલા ૨ ની કજ્જલી કરી તેમાં ત્રિફલા ચુર્ણ તો. ૧ શુદ્ધ ગુગળ તો. ૧ અને એરંડીયું તો. ૧ મેળવી ઘુંટી તેના બોર પ્રમાણે ગોળી કરી લેવી. પ્રમાણ ૧ ગોળી પાણી સાથે. ઉપયોગઃ અનાહ, હરસ,ભગંદર, મેદરોગ, રકતદોષ અને સારણગાંઠ મટે છે. પેટના દરદ ઉપર સારી

અસર કરે છે. વૈદ્ય સુખરામદાસ ડી. ઓઝા.

**હિસ્ટિરિયા**—વાવડીંગ ચિત્રમૂળ, હરડે, બહેડાં, આંમળાં, સુંઠ, મરી, પીંપર, ચવક, સમ ભાગે લઇ ચૂર્ણ કરી તેમાં તેટલાજ વજને મંડુરભસ્મ મેળવી ગૌમૂત્ર એ સર્વથી બમણું લઇ તેનો પાક કરી ગોળી બનાવી લેવી. પ્રમાણ: બે થી ૮ વાલ. નીચે જણાવેલ કવાથ સાથે આપવી. (કવાથ) કાકમાચી, ઉસ્તાખંદુસ, એ ચીજનો વિધિસર કવાથ કરી ઉપરની ગોળી લઇ તે ઉપર પીવો. દરરોજ બે વખત દવા લેવી. એથી હીસ્ટીરીયા વાયુ, નબળાઇ, ઋતુદોષ વગેરે મટી આરામ થાય છે. વૈદ્ય કુંદરાજજી. મીરપુરવાલા.

**ગુરદાનું** દરદ—દેશી મીણ રતી ૩ કાચી સારી હીંગ રતી ૧એને વાટી ગોળી કરી લેવી. તેને પાચક અરક (વરીઆળી),ફુદીનો અજવાયનનો અરક સાથે મેળવી લેવો તે) સાથે આપવાથી તુરત ફાયદો થાય છે. બે ત્રણ માત્રા દવાની આપતાં તુરતજ ફાયદો થાય છે. ડો. અમરનાથ સુરી.

**અભ્રક ભસ્મ**—કાળો અભ્રક લઇ તેને ગૌમુત્રમાં તથા દૂધમાં શુદ્ધ કરી ધોઇ સાફ ભુકો કરી લેવો. પછી તેને લીંબુના રસમાં ત્રણ માસ સુધી એક કાચની બાટલીમાં નાંખી ડુબતો રાખવો. તે સુકાય ત્યારબાદ મૂળાના રસમાં ત્રણ માસ સુધી ડુબતો રાખવો. ફરી ત્રણ માસ લીંબુનો રસ અને ફરી બીજી વાર મુળાનો રસ લઇ એ પ્રમાણે ડૂબતું રાખવું ત્યાર બાદ આ પ્રમાણે બાર માસમાં ચાર વખત કર્યા પછી તેને ખરલમાં ઘુંટી ટીકડી કરી સુકવી સંપુટમાં નાંખી એકજ ગજપુટ આપવાથી સુંદર અભ્રક ભસ્મ બને છે. ગજપુટ હલકો આપવો. આ ભસ્મ ૨ રતીભાર મધ સાથે આપવી. ક્ષય; જીર્ણજ્વર, મંદાગ્નિ, ખાંસી, કફ મટાડી શકિત લાવે છે. હકીમ ચેલારામ.

**ખાંસી શ્વાસ**—હીંગ કાચી તો. ૧, કપુર દેશી તોલો ૧ બન્નેને સાથે વાટી રતી ભારની ગોળી કરવી. આ ગોળી મોંમાં રાખી ચુસવાથી શ્વાસ. ખાંસી અને ઇન્ફ્લ્યુએંઝાની ખાંસી મટી કફ તથા છાતીનું દરદ સત્વર મટે છે. વૈદ્ય ગોપાલજી ઠક્કુર.

**હરસ લોહીવાળા**—રસવંતી તો. ૧૦, લતનું તેલ તો. ૨૦ લઇ તેને ગરમ કરી તેમાં રસવંતી નાંખી ગરમ કરવું,જ્યારે બરાબર પાકી જાય ત્યારે ઉતારી ગાળી શીશીમાં ભરી રાખવું. પ્રમાણઃ ૪ ટીપાં પતાસામાં નાંખી સવારસાંજ આપવાથી રક્તસ્રાવ બંધ પડે છે.

**હરસના મસા માટે**—માખણ ૧૦૦ વખત પાણીમાં ધોયેલું તોલા ૨૦ લેવું તેમાં સિંદુર તો ૧ તથા તાંબાનો કાટ (જંગલ) તો ૦। મેળવી મલમ બનાવી રાખવો. મલમ લગાડવાથી દરદ મટી મસા સુકાઇ જાય છે. ભાઇ મેઘરાજજી.

**વાત રક્ત ગભત કુષ્ટ**—રોઉ નામની માછલી લાવી તેને વચ્ચે ચીરી તેમાં હરતાળ વરકી તોલા ૬ ભરી બંધ કરી ઉપર કપડ માટી કરી લેવી પછી તેને ઉંચે રહે એવી રીતે ઉંધી ટાંગી દેવી. મોઢું ખુલ્લું રહે તેમ નીચે રાખવું. નીચે એક વાસણ મુકી દેવું. આ પ્રયોગ જેઠ મહીનાની ગરમીમાં કરશો. એ વાસણમાં ઉપરથી માછલીના મોઢામાંથી પીળો રંગ નીકળશે તે ત્રણ ચાર ચાર દિવસમાં જે ભેગો થાય તે સંભાળી રાખવો એ રસમાં લીંબડાનું સુકું પંચાંગ તો ૨॥ લઈ ચુર્ણ કરી એને ખરલમાં બરાબર ઘુંટી લઇ રતી ભારની ગોળી કરી લેવી. એક એક ગોળી સવારે, બપોરે અને સાંજે પાણી સાથે આપવી. ખોરાકમાં ફક્ત ચણાના લોટની રોટલી આપવી. નીમક બંધ રાખવું તો એ પ્રયોગથી વાતરક્ત સદંતર મટી જાય છે.

આ પ્રયોગ બનાવતાં રહેલ માછલીને નાનો છાણાનો ગજપુટ ભરી તેમાં મુકી દેતાં ભસ્મ થાય તે લઈ રાખવી. તે રંગે કાળી હશે તેને કુષ્ઠના ચાઠાં પર લગાડવાથી કુષ્ઠ રોગ મટે છે.

**શ્વાસરોગ માટે**—સાબરશીંગ ટુકડા કરી બાળેલા હોય તો તો. ૫ લેવાં પછી તેને સોમલ તો. ૨ ખરલમાં વાટી આકડાના દુધમાં ઘુંટી નરમ કરેલ હોય તેમાં પલાળવા લેપ કરવો. બધો સોમલ એ ટુકડા પર ચઢાવી સુકવી લેવો અને સંપુટમાં નાંખી નાન (૧૦છાણાં) ગજપુટમાં ફુંકી દેવો. શ્વેતરંગની ભસ્મ થઇ જશે તે સંભાળી કાઢી રાખવી પ્રમાણ ૧ રતી ભાર મધ, સાથે આપવાથી શ્વાસ રોગ મટે છે. પથ્ય બરાબર રાખવું ચોક્કસ ફાયદો કરે છે. બંસીધર વૈદ્ય.

**નેત્રાભિષ્યંદ**—ફટકડી કાચી તો ૫ લાવી તેને માટીના વાસણમાં મુકી ગરમ કરવી. રસ થાય ત્યારે તેમાં અફીણ તોલો ૦।. અને સુંઠ તો ૦। નાખવી અને બરાબર મેળવી દેવું. પછી તેને ઉતારી ઠંડું થવા દેવું. ત્યાર બાદ તેની ગોળીઓ માસાભારની કરી સુકવી રાખવી. આ ગોળીઓ પાણી સાથે ઘસીને લેપ કરવાથી(આંખની બહાર) આવેલ, સોજા, રતાશ, પીડા વિગેરે મટી આરામ થાય છે. પ્રિતમનંદ હકીમ.

**ગુદભ્રંશ રક્તાર્શ**—કાકચના પાન તો ૦।। લઇ ઠંડાઈ બનાવી તે સાથે પ્રવાલપિષ્ટ ત્રણ રતી ભાર આપવી. આ પ્રમાણે આપવાથી તુરતજ ફાયદો થાય છે.

**નજલો અનંતવાત**—પથ્યાદિ ક્વાથ (શારંગધર પ્રમાણે) બનાવી આપવાથી આ રોગ મટે છે.વૈદ્ય છોટાલાલભાઇ.

**અમાતસાર—રક્તાતસાર**—સોનાગેરૂ તો. ૫, શંખજીરૂ તો ૫, છીપની પિષ્ટિ તો. ૩ મેળવી ચુર્ણ કરી રાખવું. પ્રમાણ

—તો ૦। દિવસમાં ત્રણ વખત ઉંમતા જીરાના લુઆબ સાથે લેવું તો મરડો આમાતિસાર—રક્તાતિસાર મટે છે. હકીમ ડાહ્યુમ.

**ગુદભ્રંશ**—માયા તો ૧, બોદારતો ૦। વાટી ચુર્ણ કરી છાઉડર બનાવી છાંટવાથી ગુદભ્રંશ મટાડે છે.

**દમ શ્વાસ**—સોમલ તો.૨ લઇ તેને આંકડાના દૂધમાં બરાબર ડુબતો રહે એવી રીતે બાટલીમાં રાખવો અને તેને બંધ કરી જમીનમાં ખાડો ખોદી ૨૧ દિવસ દાટી દેવું પાછા કાઢી લઇ સાફ કરી લઇ લેવું ત્યાર બાદ તેને એક વાડકામાં અપામાર્ગ બાળીને કરેલી રાખ દાબીને ભરી હોય તે વચ્ચે મુકી ઉપર તે રાખ દાબી તે વાસણને બંધ કરી કપડ માટી કરી એક મોટા વાસણમાં રેતી ભરી વાલુકાયંત્ર પ્રમાણે ચુલ્લે ચઢાવી આંચ આપવી, ૩૬ કલાક આ પ્રમાણે આંચ આપવાથી અંદર ફુલાવેલ રૂપમાં દવા મળશે. તે સંભાળી વાટી રાખવી. પ્રમાણ: ૧ ચોખાભાર મધ સાથે. દમમાં જલદી ફાયદો કરે છે. આ દવા બનતાં લગી ઠંડા વખતમાં ખાવી જોઇએ.

**ચાંદી ભસ્મ**—ચાંદીને શુદ્ધ કરી તેનો ભુકો કરી લેવો. તેને રતન જોતના રસમાં ઘુંટી ટીકડી કરી ગજપટ રાખી અગ્નિ આપવો—આવા સાત ગજપૂટ સાતવાર આ પ્રમાણે ઘુંટીને આપવાથી ચાંદીની ઉત્તમ ભસ્મ થશે.

# अनुभुत वैदक प्रयोगो.

( લખનાર રાવળ ભીમજી મુળજી. )

**૧ રસોળી**—રસોળીનો ઉપાય અનુભવ કરેલ છે. મોટાં સંતરાં કે-નારંગી જેવડી રસોળીઓ ઉપર અજમાવતાં તદન સારી થઈ ગઇ છે.

આકડાનું દુધ એક કાચના પ્યાલામાં કે રકાબીમાં લઈ તેમાં રૂના પોલનું રસોળીના પ્રમાણમાં મોટું રૂનું પોતું બનાવીને રસોળી ઉપર મુકવું, અને પછી એજ આકડાનું દુધ લીધા કરવું અને પ્યાલામાં તૈયાર રાખવું. અને રસોળી ઉપરનું રૂનું પોતું લીલુંને લીલુંજ રાખવું. અને રસોળી ચારે બાજુથી દબાઇ જાય એવડું પોતું રૂનું કરવું અને તેના ઉપર દુધ નાંખ્યા કરવું. સુકાવા દેવું નહિં. એમ પાંચ કે સાત દિવસ કાયમ દુધથી લીલું રાખવાથી રસોળી ફુટીને પાણી જાડું પરૂ જેવું થઇ નીકળે ત્યારે દાબીને રસી તદન કાઢી નાંખવી પછી એવું પોતું નવું મુકવું. અને ઉપર એકાદ દીવસ દુધ રાખવું, પછી સુકાવા દેવાથી રૂજ આવી જશે. અને રસોળી તદન નાશ પામશે. આવી રીતથી મારી પોતાની જમણા પગની ઘુંટી ઉપર થયેલ રસોળી માટે એક બ્રહ્મચારીએ આ ઉપાય બતાવ્યો હતો તે મુજબ મેં કરેલછે. અને પાંચ છ દીવસે ફુટીને રૂજાઇ ગઇ છે અને તેને આજે વર્ષ ૧૦ થયા છતાં ફરીવાર ભરાણી નથી. કારણ વદ અને દાકતરોને મેં એ દવા બતાવી નથી પણ એ લોકો કહેતા હતા કે કોઇ દવાથી ફુટી હશે તો ફરીવાર ભરાશે પણ દશબાર વરસ થયાં છતાં બીલકુલ ભરાણી નથી તેમ તદન આરામ થઇ ગયેલછે. મોટા લીંબુ જેવડી થઇ હતી તે પછી તે મુજબ મારા ગામમાં એક માણસના માથા ઉપર તાળવા ઉપર બહુજ મોટી થઇ હતી. અને દશ બાર વરસની રસોળી વધેલી હતી તે જાતે આહીર છે. ઉંમર વરસ ૫૦ ની હતી. તે વખતે તેને આ ઉપાય બતાવ્યો અને તે સીમમાં સાંતીએ જાય ત્યાં આખો દીવસ આકડાનું દુધ ભરી રાખે અને રૂનું પોતું રાખે સાતમે દીવસે ફુટી ગઇ, તદન રૂજાઇ ગઇ બીજા બે જણ કરી શકયા તેને પણ સારી થઇ ગઈ હતી તેથી રસોળી માટે આ ઉપાય છે.

૨ **બગલની ગાંઠ**—માણુસ માત્રને બગલની ગાંઠ ડાબા પડખામાં હોય છે તે ગમે તેવડી વધી ગઈ હોય, અનાજ ખાવું બંધ થઇ ગયેલો માણુસ હોય તો પણ નીચે મુજબની દવા કરવાથી તદ્દન મટી જાય છે. દશ જણાને અજમાવેલ છે. આપણી સીમમાં કુંવાડીયાનાં ઝાડ ચોમાસામાં થાય છે, તેનાં બી પણ ગાંધીની દુકાને બારે માસ મળે છે. એ કુંવાડીયાનાં બી મગના દાણા જેવાં અને તેના કરતાં કાંઇક નાનાં પણ એ રંગનાં થાય છે. તે ભરડીને ખાંડીને પાશેર બીનું લુગડાથી ચાળીને વસ્ત્રગાળ ચુર્ણ કરવું. એ પાશેરમાં ગોળી વળાય એટલો સારો દેશી ગોળ નાંખવો અને ગોળી વાળવી. લીંબોળી જેવડી પહેલે દીવસે રાત્રે ચાર ગોળી ભાગીને તેને પાણી સાથે ગળી જવી. સવારે એકાદ બે વખત જુલાબ જેવો ઝાડો આવશે, દીવસ આખો કાંઈ ઝાડા થાય નહિં; પણ એકાદ બેથી વધારે થાય તો ગોળીનું પ્રમાણ ઓછું કરવું સવારમાં ચારને બદલે ત્રણ આપવી પણ રાત્રે ચાર આપવાથી જુલાબ બીલકુલ ન થયો હોય તો પાંચ છનું પ્રમાણ કરવું. સવારે તથા સાંજે ગોળીયો પાણીમાં ખવરાવવી, દહીં, છાશ, તેલ, મરચું તેટલો વખત ન ખાવું રૂચી મુજબ દાળ, ભાત, ખીચડી વગેરે ખાવાં. ઠીક પડે તેટલા દીવસ સુધી પ્રમાણ મુજબ સેવન કરવું. ઘણું કરીને પાંચ આઠ દીવસમાં તદ્દન આરામ થઇ જાય છે; ફરી વધતીજ નથી.

---

## કંઠમાળ

**અમદાવાદ વૈદ્યસભામાં કંઠમાળના ભાષણ** વખતે વિદ્વાન અને અનુભવી વૈદ્યોએ બતાવેલા કંઠમાળના પ્રયોગો:—

મંજીષ્ટાદિ કવાથ તથા કિશોર ગુગળ ખાવામાં વાપરવાં.

અરીઠાના મુળમાંથી ખોદવું, તે એક બાજુએ જતું મુળીયું કાઢી ઘસી ચોપડવું. તેથી કંઠમાળની ગાંઠો ફુટીને સાવ રૂઝાઇ જાય છે. પાવામાં આજ મુળીયું પાણીમાં ઘસીને પાવું આ દવા પીવામાં ઉગ્ર છે પણ ધીરજથી ઉપાય કરવો. ખાવામાં મગની ખીચડી અને દુધ અથવા તો શીરો આપવો. સાતેક દિવસમાં આરામ થાય છે.

ભાવપ્રકાશમાં સપ્તશાલીવટીનો પાઠ છે તે વૈદે આપવી તેથી મોઢું આવે બંધ કરવી તેથી ગરમી મટી ગાંઠો મટે છે.

**વૈદ્યશાસ્ત્રી અમૃતલાલ ત્રિભુવન**

બીલામાની ગખ તથા સરસવ બકરીના મુત્રમાં વાટી લીંબડાના પાનની લુગ્દી બનાવી તે સાથે મેળવી તે દવાનું પલાસ્તર મારવું તેથી ગાંઠો ફાટી જઇ નીકળી જશે.

ખાવામાં કાંચનાર ગુગળ ૯ ડે અને ખેરસાર ાા તોલાના ઉકાળામાં આપવાથી ફાયદો થાય છે.

**વૈદ્યરાજ ભવાનીશંકર રૂઘનાથજી**

પારો તોલો એક, દાલચીકણો વાલ ાા તેમાં બે તોલા માખણ નાંખી ઘુંટી મર્દન કરવાથી પારાનો મલમ બની જાય છે. આ મલમ કંઠમાળની ગાંઠો ઉપર ચોપડવાથી ગાંઠો ફુટી જાય છે. પછી પરૂ નીકળી જાય એટલે પોટીસ મારવી તે પછી રૂનું પેલ બનાવી પાણીમાં પલાળી તેને ઘીમાં તળી નાંખવું ને પછી પેલ બાંધવું તેથી રૂઝ આવી જશે.

આંબળો, મીંઢીઆવળ, મજીઠ અને અજમો એ ચારે ચીજોનો ઉકાળો કરી ૧ રૂપીયાભાર રોજ પાવો તેથી લોહી સુધરશે અને કંઠમાળ મટશે. રસવૈદ **રસીભાઈ ળાંકળચંદ**

કંઠમાળ ઉપર કાંચનાર ગુગળ અથવા તો ગંડમાળકંડન રસ

ગંધક રસાયન, સુવર્ણ વસંત માલતી, તામ્રભસ્મ એમાંથી કોઇપણ એકાદ દવા ખાવામાં વાપરવી.

લેપ—કાચી ગાંઠોપર ફક્ત થોરનું દુધ ચોપડવું તેથી પાકીને રસી નીકળે એટલે પછી પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, બોદાર ૦ાા તોલો, મોરથુથુ ૧ તોલો દરેક ઘુંટીને કજલી જેવું થાય ત્યારે તેને એક કપડામાં પાથરી વાટ બનાવી પાશેર ઘીમાં બોળી દીવાસળીથી સળગાવી ચુવો પાડી તેલ પાડવુ. તે તેલ કંઠમાળની ગાંઠો ઉપર ચોપડવાથી કંઠમાળ મટે છે. નાડીવ્રણ વગેરે ગંભીર વ્રણો મટે છે.

રસવૈદ્ય **ઉમીયાશંકર મોતીરામ**

---

# वैद्यकना प्रयोगो.

---

(લે. બાળવૈદ્ય **શિવશંકર લલ્લુભાઈ** મું. વેલછા)

"ખસનાં ચાંદાંને ૨૪ કલાકમાંજ મટાડનાર પ્રયોગ"

૧ ધોળા મરી તોલા ૦ાા થી ૧ાા સુધી વાટી ભુકો કરી દરદીને ભાત, ઘી, ખાણ સાથે મેળવી ખવાડવા ઘીનું પ્રમાણ વધારે રાખવું. જમતી વખતે થોડા ભાતમાં વધારે ઘી નાંખી મરી નાંખી ખાંડ મેળવી ખાઇ જવું. પછી ભૂખના પ્રમાણમાં તપ્ત ભોજન કરવું (ભાત, ઘી અને ખાણ) પરેજી—તેલ, મરચું, હીંગ, ખટાશ કંઇજ ખાવું નહિ.

મરી ખાધા પછી શરીરમાંનું લોહી ગરમ થશે. માથું પણ ગરમ થશે. અને ચાંદાની રસી બહાર નીકળવા લાગશે સંપૂર્ણ રસી સાત કલાકસુધીમાં નીકળી જશે. પછી બીજેજ દિવસે ચાંદા સુકાઇ જશે.

## " કાળી દરાજનો ઉપાય " ૧

૨ કુંવાડીયાનાં બી શેર ૧ દળવાં ને તેને કપડાથી ચાળી કાઢવાં; પછી તેમાં કપુર ના પૈસાભાર નાખી મિશ્રણ કરવું પછી છાસની પરાસ સાથે માલીસ કરવું. તો દરાજ જડમૂળથી જશે.

## "કાળી દરાજનો ઉપાય" ૨

૩ ગંધક (આમલસારો) પારો ટંકણ ફુલાવેલો, એળીયો એ સમભાગે લઇ બારીક વાટી લીંબુના રસમાં દિવસ સાત ચોપડવાથી જડમૂળથી જશે.

## " મૂત્રકચ્છ તથા ધાતુપુષ્ટિ"

૪ કાંસકીના મૂળને ચોખાના ધોણમાં ઘસીને પીએ, અથવા દુધમાં ઘસીને દિવસ ૧૪ થી ૨૧ સુધી પીએ તો આરામ થશે.

## " દાંત હાલતા બંધ થવા માટે "

૫ અજમોદ વાટીને તેને આકડાના દૂધનો પટ આપવો. પછી દાંતે ઘસવાથી દાંત હાલતા બંધ થશે.

## " કોઇ પણ પ્રકારનો રક્તવિકાર "

૬ કળીચુનો ટાંક ૯ ખાટાં કાગદી લિંબુનો રસ ટાંક ૯ મિશ્રણ કરી છાંયે સુકવવું પછી તેમાં ફુલાવેલી ફટકડી ટાંક ૯ હળદર ટાંક ૩; સુંઠ ટાંક ૧; મરી ટાંક ૧; બુરાખાંડ ટાંક ૫ આ બધું મિશ્રણ કરવું અને પછી તેમાં ગોળી વળે એવા પ્રમાણસર ચોકખું મધ નાંખવું. ગોળી ચણી બોર પ્રમાણે વાળવી. આ ગોળીથી માત્ર ચાર દિવસમાં આરામ થશે.

## " કંઠમાળ " ૧

૭ સરપંખાનું મૂળ ગાયના મૂત્ર સાથે ઘસીને ચોપડે તો મટે. દિવસ ચૌદ સુધી ચોપડવું

"કંઠમાળનુ તેલ" ૨

૮ સિંદુર પલ ૧: રાળ પલ ૧: સાપની કાંચળી સાથે વાટી કરંજીયું તેલ પલ ૧ માં ત્રાંબાના વાસણમાં ઉકાળી તે તેલ કંઠમાળ ઉપર ચોપડવું.

"કમળો"

૯ સુરોખાર ખાટા લીંબુમાં નાંખી ચુસવાથી મટી જશે.

"ધ્રાવરાનાં સોજાનો ઉપાય"

૧૦ મરઘીનાં ઈંડાનાં કોચલાં, લાખોયાનો કટકો અને માથનાં બાધ ત્રણે બબે રૂપીયાભાર લેવા તેને દેવતા ઉપર મુકી ધુણી લેવાથી બે દિવસમાં સોજો ઉઠી જશે. સવાર, સાંજ બે વાર ધુણી લેવી.

"સંધીવા માટે તેલ"

૧૧ માત્ર આંકડાનાં પાતરાં નંગ ૨૫ તેલ શેર ૧ માં ઉકાળી સારી રીતે ઉકળ્યા પછી તેલ ગાળી લઇ બાટલીમાં ભરી મુકવું આ તેલ માલીસ કરવાથી સાંધાના દુખાવાને શાંત કરે છે આ પ્રયોગ કરતી વખતે પાતરા તેલમાં બળવાં દેવાં નહિ. પણ તેલનો રંગ લીલાશ પડતો થાય કે કાઢી લેવાં. (ધીમાં તાપથી આ તેલ તૈયાર કરવું).

---

# केटलीक उत्तम दवाओनी बनावट.

## રસો અને ગુટિકા

**અગ્નિ કુમાર રસ**—શુદ્ધ ટંકણ; શુદ્ધ પારો, શુદ્ધ ગંધક એ ત્રણે સમાન ભાગે લેવાં. શુદ્ધ વછનાગ. કોડીની ભસ્મ તથા શંખ ભસ્મ ત્રણે ત્રણ ત્રણ ભાગ અને મરી આઠ ભાગ લેવાં

પ્રથમ પારા, ગંધકની કજ્જલી કરવી. પછી બાકીની વસ્તુઓને એ-કત્ર ખાંડી ઘુંટી તેમાં મેળવી લીંબુના રસમાં બાર કલાક સુધી ઘુંટી તેની વાલ વાલની ગોળીઓ વાળવી.

આ અગ્નિ કુમારની ૧થી બે ગોળી લીંબુના કે આદાના રસ સાથે લેવાથી પેટની ચુંક એકદમ બેસી જાય છે. અજીર્ણ મટાડી ભૂખ લગાડી ખાધું પચાવે છે પેટનો આફરો મટે છે.

**અજીર્ણ કંટક રસ**—શુદ્ધ ગંધક અને શુદ્ધ વછનાગ ત્રણે સરખે ભાગે લઇ તે ત્રણની બરાબર મરી લઈ તેમને લીંબુના રસ-ની ૨૧ ભાવના આપવી તે અજીર્ણ કંટક રસ ૧ વાલની માત્રાને આદાન રસ સાથે આપવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. પેટના વાયુને હઠાવે છે, અજીર્ણ મટાડે છે.

**અર્ક આહફેનાદિ ગુટિકા**—આકડાનાં સુકાં રવૈયાનું ચુર્ણ ૨ તોલા, સિંધાલુણ ૧ તોલો અને શેકેલું અફીણ ાા તોલા મેળવી ઘુંટીને વાલવાલની ગોળીઓ કરવી ૧થી ૨ ગોળી પાન સાથે આપ-વાથી ઉદરસમાં લોહી પડે છે તે, તંબોળીયો બેન ઉરક્ષત મટે છે. ઉદરસ દમ મટાડે છે.

**અહિ ફેનાદિ ગુટિકા**—શેકેલું અફીણ તોલા ૪, જાવંતી તોલા ૪, કસ્તુરી ૧ તોલો; કપુર ૧ તોલો; કાંટાળાં માયાનું ચુર્ણ તોલા ૪ એ સઘળાં એકત્ર ઘુંટી રતી રતીની ગોળીઓ વાળી નાગર વેલના પાન સાથે બબે રતી આપવાથી મધુપ્રમેહ મટે છે. જીર્ણ પ્રમેહ વૃદ્ધ માણસનો મધુ પ્રમેહ મટાડે છે. તેથી પેશાબે સા-કર ઓછી પડેછે. શરીરની શકિત ક્ષીણ થતી નથી. વળી દમ પણ મટે છે.

**અતિવિષાદી ગુટિકા**—અતિવિષની કળી ૧ તોલો, કાચકાંનાં સેકેલાં માંજ ૧ તોલો, ગળો સત્વ ૦ા તોલો, ત્રણેનું ચુર્ણ કરી ઘુંટી કડાછાલના ચુર્ણના ઉકાળામાં ઘુંટી ગોળીઓ વાળવી. તે ૨ વાલ મધ સાથે લેવાથી કૃમિનો નાશ થાય છે- ખોરાક પચે છે, ઉલટી થયા પછી પેટમાં કાંઈ ટકતું ન હોય તો આ દવા લેવી જેથી ઉછાળો મારતું નથી.

**અર્શકુઠાર રસ**—શુદ્ધ પારદ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૩ ભાગ, લોહભસ્મ અને અભ્રક ભસ્મ ૬ ભાગ બીલી, ચિત્રમૂળ ત્રિકટુ, હરડે, નેપાળો દરેક અકેક ભાગ. ટંકણ જવખાર સિધાલુણ; ત્રણે પાંચ ભાગ, સર્વે ખાંડી ઘુંટી ૩૨ ભાગ ગૌમૂત્રમાં ઘુંટી છાંયે સુકવી પછી થોરનું દુધ ૩૩ તોલા નાંખી પાચન કરી છાંયે સુકવી પછી તેની બબે માસાની ગોળીઓ કરી આપવી. હરસ મટેછે, હરસના મસા સુકાઈ ખરી પડે છે.

**અહિફેન કર્પુરશદિ**—કપુર પાંચ ભાગ, અફીણ ૧ ભાગ લઈ તેને ઘુંટી ગોળમાં ઘુંટી ગોળીઓ વાળવી. માત્ર ૧ થી ૨ રથી આદાના રસ સાથે બબે કલાકે આપવાથી કોલેરા મટે છે. દિવસમાં ત્રણ વાર આપવાથી ઉન્માદ અન મગજના વ્યાધિ મટે છે. ઉદરસ દમને મટાડે છે.

**આનંદ ભૈરવરસ**—શુદ્ધ હીંગળો, શુદ્ધ વચ્છનાગ, મરી, ટંકણખાર; પીંપર સરખે ભાગે લઈ બારીક ચુર્ણ કરી આદાના રસમાં ઘુંટી ગોળીઓ વાળવી, માત્રા ૧ રતી આદાના રસ સાથે આપવાથી વાતજવર મટે છે. દહી, સાથે આપવાથી ઝાડા બંધ કરે છે. વાતવ્યાધિની કળતર મટાડે છે.

**ઇચ્છાભેદી રસ**—શુદ્ધ પારદ; શુદ્ધ ગંધક; ટંકણ અને મરી

હરેક એકેક ભાગ લેવાં, સુંઠ ૩ ભાગ. નેપાળાની શુદ્ધ કરેલી મીંજો ૯ ભાગ બધાંને પાણીમાં મેળવી રતી રતીની ગોળીઓ કરવી. એક રતીભ.૨ આદાના રસ સાથે આપવાથી જુલાબ થાય છે; આફરો મટે છે. અજીર્ણ ચરકા મટે છે.

**ઉન્માદ કેશરી રસ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક અને શુદ્ધ મનશીલ એકેક ભાગ લેવાં તે સઘળાંની બરાબર ધંતુરાનાં બી લેવાં. પ્રથમ પારા ગંધકની કજ્જલી કરવી પછી બીજી વસ્તુઓ તેમાં મેળવી દજના ઉકાળાની સાત ભાવના આપવી એટલે તેના રસમાં સાત દિવસ ઘુંટી તૈયાર કરવું તે ઉન્માદગજ કેશરી રસ છે, ૧ થી ૨ રતી લેવાથી ઉન્માદ ઘેલછા મટે છે,

**એળીયાની ગોળીઓ**—એળીઓ ૧ તોલો, શુદ્ધ કરેલું ઝેર કચોલું ૨ આનીભાર; તજ ૧ તોલો, કલંબો ૧ તોલો અને કડુ ૨ વાલ, એ સઘળાંનું ચુર્ણ કરી તેને બીજોરાના રસમાં ઘુંટી બબે વાલની ગોળીઓ કરવી. આ ગોળી ૨ વાલ આપવાથી બંધકોષ મટશે. રાત્રે ગોળી લેવાથી સવારે એક બે સાફ ઝાડા થાય છે. જઠરાગ્નિ પ્રદિપ્ત થઈ અજીર્ણ મટાડે છે. ઝાડાની અનિયમિતતા મટાડે છે.

**કનકસુંદરરસ**—મરી, શુદ્ધ હીંગળો, શુદ્ધ ગંધક, શુદ્ધ ટંકણ; શુદ્ધ વચ્છનાગ; કાળી જીરી તથા ધંતુરાનાં બીજ એ સઘળાં સરખા ભાગે લઈ તેનું ચુર્ણ કરી તેને ભાંગના રસમાં બે પહોર ઘુંટી તૈયાર કરવું. એકથી બે રતી લેવી.

**કન્યાલોહાદ્યગુટિકા**—એળીયો ૧૦ તોલા; શુદ્ધ હિરાકસી ૫ા તોલા, તજ તોલા ૫, એલચી તોલા ૫, સુંઠ તોલા ૫, એ સર્વે ખાંડી ચાળી ગુલકંદ ૨૦ તોલામાં ઘુંટી બબે વાલની ગોળીઓ

વાળવી. એ ગોળી ૧થી ૨ આપવાથી સ્ત્રીને અનિયમિત ઋતુસ્ત્રાવ આવતો હોય, ઘણો વખત અટકાવ ચઢી જતો હોય તો તે મટી જાય છે, અટકાવ નિયમસર આવે છે. સ્ત્રીઓ કમકૌવત હોય, પાંડુરોગથી પીડાતી હોય તો તે મટે છે.

**કફકેતુ રસ**--શુદ્ધ વછનાગ, ટંકણ, પીંપર અને શંખ ભસ્મ સર્વ સરખે ભાગે લઇ આદાના રસમાં ત્રણ દિવસ ઘુંટી ત્રણ ભાવના આપવી, ૧ રતી આદાના રસ સાથે આપવાથી દમ, ઉદરસ અને સ્વરભંગ મટાડે છે.

**કસ્તુર્યાદિ ગુટિકા**—કસ્તુરી અને કપુર એકેક તોલો, લવીંગ ૨ તોલા, મરી, પીપર; એદાં અને કુલીંજન એ અર્ધો અર્ધો તોલો, દાડમની છાલ ૪ તોલા, સઘળાં ખાંડી વાટી કાથાના રસમાં ઘુંટી મગ મગ જેવડી ગોળીઓ વાળવી. ૧ થી ૨ વાલ મધ સાથે લેવાથી દમ મટે છે. ફેફસાંનો વરમ મટે છે. શરીરને પુષ્ટિ આપે છે, તાવ મટાડે છે.

**કાંકાયન ગુટિકા**—હરડે તોલા ૨૦, મરી, જીરૂ; પીંપર; ચવક; પીંપરીમુળ; ચિત્રકમુળ અને સુંઠ ચચ્ચાર તોલા; શુદ્ધ ભીલામાં ૩૨ તોલા, દેવદાર ૬૩ તોલા, જવખાર ૮ તોલા; સર્વે ખાંડી વાટી તેનાથી બમણો ગોળ નાંખી તેની ગોળીઓ વાળવી. ૧ વાલ મધ સાથે આપવાથી અર્શ મટે છે. જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. કલેજાના દોષનું શમન થાય. છે.

**કાથવટી**—જાયફળ, કપુર, નાગકેશર; લવીંગ, ચંદન અને એલચી દરેક એકેક ભાગ અને કાથો ૬ ભાગ એકત્ર કરી ખાંડી ચુર્ણ કરી કસ્તુરીના પાણીમાં ઘુંટી ગોળીઓ વાળવી. ૧ થી બે વાલ પાન સાથે ખાવાથી મુખ શુદ્ધ થાય છે. અતિસાર મટાડે છે. મોં આવ્યું હોય તો તે મટે છે. સાદ બેસી ગયેલો ઉઘાડે છે.

**કાસકર્તરી ગુટિકા**—આકડાનાં રવયાં(ફુલ) ૧ રતલ સુકવી તેમાં જાયફળ ૧ તોલો, લવીંગ ૧ તોલો, જાવંત્રી ૧ તોલો, અને અકલગરો ૧ તોલો એકત્ર ખાંડી મધમાં ઘુંટી વાલ વાલની ગોળીઓ વાળવી ૧ ગોળી પાનના રસ સાથે ખાવાથી દમ, શ્વાસ, ઉદરસ મટે છે.

**કાસ કેશરી ગુટિકા**—શુદ્ધ હીંગળો, મરી, નાગરમોથ, ટંકણ ફુલાવેલો, શુદ્ધ વછનાગ સરખે ભાગ લઈ અરડુશીના રસમાં ઘુંટી મગ મગ જેવડી ગોળીઓ વાળવી, તે ૧થી ૨ ગોળી આદાના રસ સાથે ખાવાથી દમ શ્વાસ ભરાઈ આવવો, સસણી મટે છે. દમને માટે આ દવા સારી ફાયદો આપનારી છે.

**કુંકુમ વટી**—અફીણ અને કેશર સરખે ભાગે લઈ મધની અંદર ઘુંટી ચોખાના જેવડી ગોળીઓ વાળવી તે એક ગોળી આદાના રસ સાથે આપવાથી ઘણો સખ્ત ઝાડો મટી જાય છે. ઝાડા મટાડવા માટે આ અકસીર દવા છે.

**કૃમિકુઠાર રસ**—કડાછાલ, અજમોદ, હીંગળોક,વછનાગ, ત્રાયમાણ, નાગકેસર વાવડીંગ, પીતપાપડો સરખે ભાગે લઇ તે બધાંના વજનના ½ જેટલું કપુર નાંખી તેને ખાંડી ચુર્ણ કરી બ્રાહ્મીના રસની ભાવના દઈ તૈયાર કરવું. ગાળમાં ઘુંટી મગ મગ જેટલી ગોળીઓ વાળવી તે બે આનીભાર ગોળીઓ સાથે ખાવાથી કૃમિના રોગો મટી જાય છે.

**કેસરાદ ગુટિકા**—કેસર, રસકપુર, જાવંત્રી સુખડ, સાકર; લવીંગ સર્વે સરખે ભાગે લઇ ઘુંટી મગ જેટલી ગોળીઓ વાળવી. તે ૧ થી ૪ ગોળી ઘીમાં વીંટાળી ગળી જવાથી ઉપસંદ; ગરમી; ચાંદી મટે છે. સીફીલીસ ફીરંગ રોગ મટાડવામાં આ દવા ઉત્તમ

કામ કરે છે. આ દવા ખાય ત્યારે તેલ; મરચું, મીઠું ખાવું નહિ. રોજ દાંતે દંતમંજન ઘસી મોં સાફ રાખવું. બધા સાંધા ઝલાઈ ગયા હોય તો તે પણ આ દવાથી મટે છે.

**કફકુઠાર રસ**—શુદ્ધ પારદ ૦। તોલો; શુદ્ધ વછનાગ ૦। તોલો; શુદ્ધ ગંધક ૦। તોલો, લોહ ભસ્મ ૦॥। તોલો; ધંતુરાનાં બી ૧ તોલો, ફુલાવેલો ટંકણ ૦॥ તોલો તથા જાવંત્રી; અકલગરો; સુંઠ અને કલાઇની ભસ્મ એકેક તોલો લઇ આદાના રસમાં ઘુંટી રતિ પ્રમાણે ગોળી કરી મધ, આદાનો રસ અને તુલસીના રસમાં આપવી જેથી કફ મટશે. ગળા સુધી કફ ભરાયો હશે તો તે પણ મટી જશે.

**કુષ્ઠકુઠાર રસ**—પારદ ભસ્મ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, લોહભસ્મ, તામ્રભસ્સ, ગુગળ, ત્રિફળા, બદામ, લીંબડાની છાલ, ચિત્રકમૂળ, શિલાજીત, દરેક ૧૬ ભાગ કરંજનાં બી ૬૪ ભાગ, અભ્રક ભસ્મ ૬૪ ભાગ લઇ ચુર્ણ કરી મધ અને ઘીમાં મેળવી રીઢા વાસણમાં ભરી રાખવું રોજ અડધો તોલો ખવડાવે તો ગલત્કુષ્ઠ તેમ સર્વ કોઢ મટે છે.

**ખેરસારની ગોળી**—ખેરસાર તોલા ૩, લવીંગ તોલા ૧, મરી તોલો ૧, બેઢાની છાલ તોલો ૧ દરેકને ખાંડી ચુર્ણ કરી કપડે ચાળી બાવળની છાલના કવાથની ભાવના દઇ તેની વાલ વાલ માત્રાની ગોળી કરવી તે ૨ થી ૪ ગોળી મોંમાં રાખી તેનો રસ ઉતારવાથી ઉદરસ મટે છે. ખાલી ઉદરસ બેસે છે; તેમ સાદ બેસી ગયો હોય તો ઉઘડે છે. મોંમાં ચાંદાં પડયાં હોય, મોં આવી ગયું હોવ અને બળતરા થતી હોય તો મોંમાં ખેરસારની ગોળી રાખવાથી મટે છે. પિત્તની ઉદરસ મટે છે ગરમ ચીજ ખાવાથી થયેલી ઉદરસ મટે છે, ઠાલી ઉદરસ મટે છે પણ મિશ્ર ઉદરસવાળાને આ ગોળી ન આપવી.

**ગર્ભવિનોદરસ**—સુવર્ણ માક્ષીક ભસ્મ ૪ તોલા, હીંગળોક ૪ તોલા, સુંઠ ૩ તોલા, મરી ૩ તોલા, લવીંગ ૩ તોલા, જાવંત્રી ૩ તોલા સર્વને ખાંડી પણી સાથે ઘુંટી બબે રતીની એકેકી ગોળી કરવી. જે સ્ત્રીઓને વારંવાર કસુવાવડ થઇ જતી હોય તેને ૧ થી ૨ રતીભાર આપવાથી કસુવાવડ થતી નથી. ગર્ભપાત થતો હોય તો તે થાય નહિ ગમે તે કારણથી ગર્ભપાત થઇ જતો હોય તો આ દવા આપવી તો તેને કસુવાવડ થશે નહિ અને આ દવા ચાલુ હોય ત્યારે તેલ મરચું, ખટાઈ ખાવું નહિ, ઘી સાકર વગેરે પૌષ્ટિક ખોરાક વાપરવો.

**ગર્ભવિલાસ રસ ઉર્ફે સુતિકા વિનોદ રસ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ મોરથુથુ દરેક સમ ભાગે લઇ ત્રણ દિવસ સુધી લીંબુના રસમાં ઘુંટી તેમાં ૧ ભાગ જીરૂ, કાળી જીરી, લીંડી પીપર, મરી અને સુંઠનુ ચુર્ણ કરી તે નાંખી તે બધાંને બરોબર મેળવી ઘુંટી તેની વાલ વાલની ગોળીઓ કરવી સુવાવડી સ્ત્રીકે ગર્ભવંતી સ્ત્રીને ઉદર વ્યાધિ થઇ હોય, પેટમાં શૂળ આવે, અજીર્ણ થાય સુવાવડ પછી પેટ મોટું રહી જાય, કે ગર્ભાશય સંકોચ ન પામ્યું હોય તો સુતિકાવિનોદ રસ આપવો.

**ગલિત કુષ્ટ કુઠાર રસ**—પારદ ભસ્મ, ગંધક, લોહ ભસ્મ, તામ્રભસ્મ, ગુગળ: ત્રિફળા, બકાન લીંમડો, ચિત્રકમૂળ, અને શિલાજીત બધી ચીજો એકેક ભાગ અને કરંજનાં બી તથા અભ્રક ભસ્મ એ બન્ને બધાંના વજનથી ચચાર ગણી બધાંને ઘુંટી ઘીમાં એકત્ર ખલ કરી ગોળીઓ વાળવી માત્રા ૧ વાલ આ દવા વાતરક્ત ઉપર ઉત્તમ ઉપાય છે.

**ગુંજાભદ્રરસ**—શુદ્ધ પારદ ૩ ભાગ, શુદ્ધ ગંધક ૧૨ ભાગ.

શુદ્ધ કરેલી ધોળી ચણોઠી ૬ ભાગ, લીંબડાની મીંજે, ભાંગ અને નેપાળાનાં બી ત્રણે એકેક ભાગ બધાંને મેળવી એક દિવસ ભાંગરાના રસની એક દિવસ ધંતુરાના રસની, તથા ૧ દિવસ કાકમારીના રસની ભાવના દઈ વાલ વાલની ગોળીઓ કરવી. ૧ થી ૨ વાલ આપવાથી વાતવ્યાધી મટે છે, ઉરૂસ્તંભ, રાંઝણ અને કટીગ્રહ વાતમાં ફાયદો કરે છે, અને ઝલાઈ ગયેલા સાંધા છુટે છે.

**ગુલ્મકાલાનલરસ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, તામ્ર ભસ્મ, હરતાલ ભસ્મ, ટંકણ, યવક્ષાર, દરેક બબે તોલા, મરી, સુંઠ પીંપર ગજપીપર, હરડે, વજ અને કુષ્ટ દરેક તોલો તોલો લઈ સર્વેને ઝીણાં ખાંડી એકત્ર ઘુંટવાં પછી તેને અંઘેડાની, પટોળની અને પીતપાપડાના રેસની કે કવાથની ભાવના દઈ સુકવવું તે ૨ વાલ માત્રા લઈ હીમજ સાથે આપવાથી પેટના શુળને મટાડે છે. પેટના જીર્ણ રોગ પેટનો દુખાવો, આફરો, ચઢવો, પેટ મોટું અને કઠણ થવું, પેટમાં વાયુનો ભરાવો થવાથી ઠોકવાથી નગારા જેવું થવું તે વખતે આ દવા આપવાથી મટે છે, પેટનો ગોળો ચઢવો, શુળ આવવું તેમાં સારો ફાયદો કરે છે.

**ગ્રહણી કપાટરસ**—શુદ્ધ મોરથુથુ, શુદ્ધ હરતાલ, શુદ્ધ પારદ, લોહ ભસ્મ, સુવર્ણ માક્ષિક ભસ્મ, શુદ્ધ ટંકણ, શુદ્ધ ગંધક દરેક એકેક ભાગ, શંખ ભસ્મ ૩ ભાગ બધાંને લીંબુના રસમાં ઘુંટી તે દવાના લોંદાને જરા સેકી દેવો તે અતિસાર, સંગ્રહણી મટાડે છે. ક્ષયના સખ્ત ઝાડા પણ તેનાથી મટે છે.

**ગંધકવટી**—શુદ્ધ ગંધક ૩ ભાગ, સિંધવ, લશણ, સુંઠ, મરી, પીંપર, શેકેલી હીંગ અને જીરૂ એકેક ભાગ સાથે મેળવી તેને ઘુંટી ગોળીઓ વાળવી. તે ૨ થી ૪ વાલ આદાના રસ સાથે આપવાથી,

કોલેરાના ઝાડા અને ઉલ્ટી મટે છે. કળતર અને હાથે પગે ગોટલા ચઢતા હોય તે મટે છે. અને કોલેરા મટે છે.

---

# रसप्रयोग

**હિંગલેશ્વરોરસ**—શુદ્ધ હિંગળો, વછનાગ, પીપર, સર્વે સરખે ભાગે લઈ પાણીમાં ઘુંટી અર્ધી રતીના પ્રમાણથી ગોળીઓ વાળવી, આદાના રસ અને મધ સાથે એક એક ગોળી આપવાથી વાત જ્વર મટે છે.

**શીતભંજી રસ**—શુદ્ધ પારદ ૧ ભાગ, શુદ્ધ હિંગળો ૧ ભાગ શુદ્ધ ગંધક ૧ ભાગ, નેપાળાનાં શુદ્ધ કરેલાં બી ૧ ભાગ સર્વ ને એકત્ર વાટી દંતીમૂળના ક્વાથમાં મર્દન કરીને બબે રતીની ગોળીઓ બનાવવી. આદાના રસની સાથે સેવન કરવાથી નવજ્વર જલદી મટે છે. ઔષધ સેવન કર્યા પછી શેરડીનો રસ કે મગની દાળનું પાણી પીવું ઉત્તમ છે.

**તરુણજ્વરારિરસ**—શુદ્ધ કરેલાં નેપાળાનાં બી, શુદ્ધ ગંધક, શુદ્ધ પારદ એ સર્વે સમભાગે લઇ વાટી કુંવારપાઠાના રસમાં ઘુંટીને તેની અર્ધી અર્ધી રતીની ગોળીઓ વાળવી. શરબત સાથે આપવી. તાવના પાંચમા, છઠ્ઠા, અને સાતમા દિવસે આ દવાનો ઉપયોગ કરવો. આ પ્રયોગથી વિરેચન થઇ તાવ મટી જાય છે. પથ્ય પટોળપત્ર મગની દાળ તથા જુના ચોખા ખાવા.

**નવજ્વરાભ્રસિંહ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, કાળાં મરી, પીંપર, સુંઠ, દરેક એક એક ભાગ શુદ્ધ વછનાગ અર્ધો ભાગ.લઇ સર્વેને વાટી પાણીથી ઘુંટી બબ્બે રતીની

ગોળીઓ બનાવવી. આદાના રસ સાથે આપવાથી ગ્રહણી તથા નવજ્વર આદિમાં લાભ થાય છે.

**ત્રિપુરભૈરવરસ**—શુદ્ધ વછનાગ ૧ ભાગ, ટંકણ ૨ ભાગ, શુદ્ધ ગંધક ૩ ભાગ તામ્રભસ્મ ૪ ભાગ. શુદ્ધ ને પાળો ૫ ભાગ સર્વને એકત્ર વાટી દંતીમૂળના કવાથમાં ઘુંટીને એક એક રતીની ગોળીઓ બનાવવી, અનુપાન ત્રિકટુ અથવા સુંઠ, કાળાં મરી કે પીંપર અથવા આદાનો રસ અથવા ખાંડ. આ રસના સેવનથી નવ-જ્વર અગ્નિમાંદ્ય આમ વાત, શોથ, આંત્રશુલ, આધ્માન, અર્શ તથા કૃમિજન્યરોગ નષ્ટ થાય છે, આ રસનું સેવન કરવામાં પથ્ય ભોજનનું છાસ સાથે સેવન કરવું.

**જ્વરધુમકેતુ**—શુદ્ધ પારદ, સમુદ્રફેન, શુદ્ધ હિંગળો, શુદ્ધ ગં-ધક એ સર્વને સમાન ભાગે લઇ આદાના રસની સાથે ત્રણ દિવસ સુધી ઘુંટીને બબે રતીની ગોળીઓ વાળીઓ તે નવજ્વરને મટાડે છે.

**મત્યુંજય રસ**—શુદ્ધ વછનાગ ૧ ભાગ, કાળાં મરી ૧ ૧ ભાગ શુદ્ધ ગંધક ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, શુદ્ધ હિંગુળ ૨ ભા-ગ, એ સર્વ વાટીને આદાના રસમાં ઘુંટીને પા પા રતીની ગોળીઓ વાળવી. મધ સાથે આપી શકાય, પૂર્ણ માત્રા ૧ રતીની સમજવી. દહીના પાણી સાથે આપવાથી વાતજ્વર મટે છે. સન્નિપાત જ્વરમાં આદાના રસ સાથે આપી શકાય. અજીર્ણ જ્વરમાં લીંબુના રસમાં વિષમજ્વરમાં કાળા જીરા તથા ગોળ સાથે ઉપયોગ કરવો. જીર્ણજ્વર જેવા લક્ષણ હોય તેમાં તથા યુવાન પુરૂષને દિવસમાં ત્રણવાર પૂર્ણ માત્રાનો પ્રયોગ કરાવી શકાય છે. ક્ષીણ, અતિવૃદ્ધ: તથા નિર્બળ પુરૂષો અને નાનાં બાળકોને યથાનિયમ માત્રાંનો ચોથો ભાગ આપવો જોઇએ. બળવાન પુરૂષોને જો કફ પ્રધાન ન હોય તો વાત પિત્તના

દાહમાં ખાંડ તથા નારીયેળના પાણી સાથે પ્રયોગ કરાવવો. જેથી બળતરા મટે છે. આ રસ જ્વરનાશક છે. અનુપાનભેદથી ઘણા રોગો મટાડે છે.

**સીસુ અને કલાઈની શુદ્ધિ**—સીસું અથવા કલાઇને અગ્નિથી ગાળી આકડાના દુધમાં ૩ વાર બુઝાવવાથી તે શુદ્ધ થાય છે.

**બંગભસ્માવધિ**—આકડાના દુધમાં ગંધકને પીસી તેનો કલાઇપર લેપ કરી અગ્નિ આપવો. રસ થાય; એટલે પીંપરની છાલનો ભૂકો નાંખતા જવું અને લોઢાની સળીથી હલાવતા જવું. એમ સાત વખત કરવાથી બંગભસ્મ તૈયાર થાય છે.

**સુવર્ણ ભસ્મ**—શુદ્ધ સુવર્ણનાં કંટકવેધી પતરાં બનાવી સોનામુખી અને સીસાનો ચુરો આકડાના દુધમાં ખરલ કરી તેનો સોનાના પતરાપર લેપ કરી શરાવસંપુટમાં ફુંકવાથી સુવર્ણની ભસ્મ થાય છે.

**ચાંદી ભસ્મ**—સોનામુખી અને ગંધક સમભાગ લઈ આકડાના દુધમાં ખરલ કરી ચાંદીના કંટકવેધી પત્રાપર લેપન કરી શરાવસંપુટમાં ગજપુટ અગ્નિ આપવાથી ચાંદી નિશ્ચય મરે છે.

## કેટલીક ઉપયોગી શાસ્ત્રોક્ત બનાવટ.

**અર્કાદિ ક્વાથનં-** ૧—આકડાનાં મૂળ, છડે, ત્રિકટુ, ભારંગમુળ ભોંરીંગણી, કાકડાશીંગી અને પુષ્કરમુળ તેને સમભાગ લઈ યથાવિધિ ક્વાથ કરી પીવાથી શીતાંગ સન્નિપાત, મોહ, શ્વાસ અને સન્નિપાત નાશ પામે છે. ( નિઘંટ રત્નાકર ) માત્રા તો. ૪.

**અર્કાદિ ક્વાથ નં. ૨**—આકડાનું મુળ, ધમાસો, દેવદાર, રાસ્ના, નગોડ, વજ, અરણીનાં પાન, સરગવાની છાલ, પીંપર,

પીંપરીમૂળ, ચિત્રો, ચવક; સુંઠ; અતિવિષની કળી અને ભાંગરો બધાં સમભાગ લઇ ખાંડી તેમાંથી ૪ તોલા ભૂકો લઈ ૧૬ ગણા પાણીમાં ઉકાળવાં. ઉકાળતાં આઠ ભાગનું પાણી રહે એટલે ગાળી દિવસમાં ૩ થી ૪ વખત પાવું. ઉપયોગ--ત્રિદોષજ્વર, ધનુર્વા, સુવારોગ, શ્વાસ ખાંસી અને છાતીનાં દરદોપર તે તાત્કાલીક ગુણ કરેછે. ( વૈદજીવન)

**અર્ક-તેલ**—તલનું તેલ શેર ૧, આકડાનું દુધ શેર ૪; હરદર અને મનસીલ શેર ૦ાા, સઘરાંનો પાણીનો ભાગ ઉડી જતાં સુધી ઉકાળી તેનું રીતસર તેલ બનાવી ગાળી લઇ ઉપયોગ કરવો. ખસ તથા ખરજવા ઉપર માલીસ કરવાથી મટે છે. હરસપર લગાડવાથી હરસ ખરી પડે છે. ક્ષોભક છે ફકત બહાર લગાવવાના કામમાં જ આવે છે, તે પીવામાં વપરાતું નથી. (શારંગધર સંહિતા)

**અર્ક--આહફેનાદીગુટીકા**—આકડાનાં ફુલ તથા સીંધાલુણ ૪ વાલ, અફીણ ૧ વાલ તથા અજમો તો ૦ાા આ ચાર ચીજો સારી રીતે મેળવી પાણીમાં ઘુંટી ચણોઠી પ્રમાણની ગોળી બનાવી વાપરવાથી ઠાલી ઉદરસ, દમ, ઉરૂક્ષત અને ક્ષયની ઉદરસમાં સારો ફાયદો કરે છે. માત્રા વાલ ૧. ( આર્ય ઔષધ )

**કાસકર્તરીગુટિકા**—૧૨૫ રવાઇયાં, આકડાનાં સુકાં ફુલ, સુકવી તેમાં એક તોલો જાયફળ, લવીંગ, જાવંત્રી અને અકલકરો સાથે મેળવી પાણીમાં સારી રીતે લસોટી ૪ વાલની ગોળી વાળવી. ઉપયોગ--ફરીથી દમ ન ઉપડવા માટે માત્રા ગોળી ૧. (આર્ય ઔષધ)

**પ્રવાહિકા દલન ગુટિકા**--આકડાંના મુળની છાલ તો.૧૬. જીરૂ તો. ૮, જવખાર તો. ૪, નાગરમોથ તો. ૯, અફીણ તો. ૪ લઇ સર્વનું પારીક વાસ્ત્રગાળ ચુર્ણ બનાવીને પાણી સાથે ઘુંટી બબ્બે રતીની ગોળી બનાવવી. દીવસમાં ત્રણ વખત એકેક ગોળી પાણી સાથે

લેવી. આ દવા વાપરતા પહેલાં એરંડીઆનો જુલાબ લેવો, પથ્ય–દહીં તથા ભાત. ઉપયોગ-સાડો ઝાડો મરડો તેમજ લોહી અને પરૂ પાચવાળો ઝાડો મટે છે.

**કમરાહર ચુર્ણ**—આકડાના મૂળની છાલનું ચુર્ણ ગ્રેન ૧૦, મરી ગ્રેન ૧૦, સોડા બાયકાર્બ ગ્રેન ૧૦ આ સર્વે ખાંડી તેનું પડીકું કરી દરરોજ ૦॥ શેર ગાયની છાસ સાથે આપવાથી કમળાનું દરદ અઠવાડીઆમાં નાબુદ થાય છે.

---

# વરણો—वरुण

વરણાને સંસ્કૃતમાં વરૂણ કહે છે, તેને હિંદીમાં વરના,વરણ, બંગાળીમાં વાણગાછ; મરાઠીમાં ભાટવરણા,ગુજરાતીમાં વરણો અથવા વાયવરણો, કર્ણાટકમાં મદવસ; તેલંગીમાં ઉરૂનદિ; તામીલમાં મરલિંગમ; લાટીનમાં ક્રેતીવા રિલિજીઓસા (Cralaeva religios) કહે છે.

વરણાનાં મોટાં મોટાં ઝાડ પંદરથી વીસ ફુટ ઉંચાં થાયછે. તેના પાન બીલીની માફક એકેક ડાંખળીમાં ત્રણ ત્રણ પાન થાય છે. બીલીનાં પાન વધારે ઘેરાં લીલાં હોય છે જ્યારે વરણાનાં પાન પોપટીયા રંગના થાય છે. બીલીનાં પાન થડમાંથી તથા છેડેથી સાંકડાં છે. અને વચમાં પહોળાં હોય છે, તેનો સ્વાદ કડવો અને તીખો હોય છે. તેનાં ફળ ગોળ લીંબુના જેવાં થાય છે; ફુલ સફેદ અને નાનાં નાનાં થાય છે. વરણાનાં ઝાડ ખેતરોમાં દરેક ગામે થાય છે. તેને ખેડુતો પણ ઓળખે છે.

વરણાનાં પાન બહુ ગરમ છે, વરણો પિત્ત કારક, મળ ભેદક મધુર, કડવો, લુકો, ચરપટો, અગ્નિને દીપન કરનાર, કફ,મૂત્રકૃચ્છ,

પથરી, વાત ગુલ્મ રકત વિકાર ને કૃમિને મટાડનાર છે. તે વિદ્રધી મટાડનાર કફ, વાતરકત, ગુલ્મ, કૃમી, માથાનો દુખાવો, માથાના શુળને મટાડનાર છે. તેનાં ફળ સારક, પચાવવામાં ભ રે, મધુર સ્વાદિષ્ટ, ગરમ, વાત, પિત, તથા કફને મટાડનાર છે. વરણો સાધારણ ઝાડ છે પણ ગુણમાં ઘણો ઉત્તમ છે, તે પથરી અથવા પેશાબે રેતી જતી હોય; તેમાં ઘણોજ ગુણ કરે છે; તેનાં પાન ઉદરરોગમાં ફાયદો કરે છે. વરણનાં પાન ઘણાં ગરમ હોય છે. તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે છે. ઝાડો સાફ લાવે છે. મૂત્ર માર્ગના દરદમાં અતિ ઉત્ત મ ગુણ કરે છે.

વરણાનાં પાન વાટીને હાથ પગના સોજા ઉપર અને પગની બળતરા ઉપર ચોપડાય છે. વરણાનાં પાન કડવાં લાગે છે. તેનો ઉકાળો મધ સાથે પીવાતી ગંડમાળા કે કંઠગાળા મટે છે. ગળાની ગાંઠા ઉપર વરણાની છાલ ચોપડાય છે. અથવા તો વરણાનાં પાનનો ભૂકો કરણનાં બી, આકરાનું દુધ એ સર્વને બકરાના મૂત્રમાં વાટી ચોપડવાથી ગલગંડ; કંઠમાળની ગાંઠો પોચી પડે છે. વરણાની છાલ અને કાંચનારની છાલનો ઉકાળો પીવાથી કંઠમાળ મટે છે. ગંડમાળની જુની ગાંઠો તેનાથી મટેછે. પેસાબે બળતરા બળતી હોય તો વરણાની છાલ ઉકાળી ગોળ મેળવી પીવાથી મટે છે.

**પથરી**—વરણાની છાલ; ગોખરૂ અને સુંઠ સરખેભાગે વાટી તેનો ક્વાથ કરી મધ અને જવખાર સાથે મેળવી પીવાથી પથરી, પેસાબની બળતરા મધુપ્રમેહ મૂત્રકૃચ્છ, ઉનવા; પેશાબે કાંકરી જવી મટે છે.

વરણાની છાલ ૧૨ાા શેર લઇ તેને ૬૪શેર પાણીમાં ઉકાળી જ્યારે ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ગાળી તેમા ૪ શેર તાજું ઘી

નાંખી સવા સવા રૂપિયા ભાર નીચેની ચીજો લઇ તેને વાટી તેનો કલ્ક તેમાં નાંખવો. વરણુની છાલ, કાચું કેળું; બીલું, ગળો, લકડી પાષાણ ભેદ, તૃણપંચક, કાકડીના બી, વંશલોચન, તલની રાખ, ખાખરાની રાખ, ચમેલીનાં મૂળ દરેક સવા સવા રૂપીયા ભાર લઇ બધાને કલ્ક કરી તેને ઉપરના કવાથ અને ઘીના મિશ્રણમાં નાખી ઉકાળી કવાથ બળી જાય અને ઘી રહે ત્યારે ઉતારી ઠંડો પડવા દઇ તે ઘી ગાળી લેવું તે ઘી બએ તોલા ખાવાથી પથરી (અશ્મરી) મધુ પ્રમેહ, મુત્રકચ્છ,પેશાબની બળતરા ઉનવા પેશાબે કાંકરી જવી એ મટે છે

વરણાના પાનને વાટી તેનો રસ કાઢી તે રસ ૨ તોલા ઘી સાથે મેળવી પીવાથી સંધીવા માટે છે.

વરણાના છાલને બાળી તેની રાખ કરી તેનુ પાણી કરી તેમા વરણા ની છાલ અને જવખાર નાંખી ઉકાળવું. પાણી બળી જાય એટલે ઉતારી રહેલી વસ્તુ ખાંડી, કુટી, ચાળી તૈયાર કરવુ તે ચુર્ણ પાવલી ભાર લેવાથી ઉદર રોગ મટે છે. જળોદર: બરોળ, ગુલ્મ શૂળ; મત્રાશયના વ્યાધિ સ્ત્રીઓના ગર્ભાશયના વ્યાધિ મટાડે છે.

વરણો પથરીમા સારો ફાયદો કરે છે. પેશાબે રેતી જતી હોય તો મટે છે.

બશેર વરણાની છાલ અને બગેર ગોખરુનું પંચાંગ લઇ તેને ૧૪ શેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ તેમાં ૪ શેર મીઠું તેલ અર્ધો શેર શેણકનું પચાંગ અને વરણાની છાલ અર્ધો શેર નાખી તેલ સિદ્ધ કરવું. પેશાબમાં જ્યારે રેતી પડતી હોય ત્યારે આ તેલની પીચકારી મારવાથી ફાયદો થાય છે

**ગરમી** —નડસુચની એક તરફની ડગળી કાઢી તેમાં પાશેર

ચીની સાકર ભરી પછી પેલી ડગળી બેસાડી દઇ આખી રાત રહેવા દઇ સવારે ઉઠી હાથ મોં ધોઇ તે ખાવું. જેથી ૩ દિવસમાં પેશાબે બળતી બળતરા, પેશાબ અટકવો, પીડા, ફોલ્લીઓ, ચાંદી મટી જાયછે.

**ઘા**—જો ઘા વાગે તો તેના ઉપર ફટકડી કે ખડી વાટીને ઘા ઉપર ભરવાથી લોહી બંધ થઇ ઘા રૂઝાઇ જાય છે, પાકતો નથી.

**ચોથીઓ-આંતરીયો તાવ**—ધોળા ફુલના ધંતુરાનું પંચાંગ ઉખાડી લાવી જમણા હાથે બાંધવાથી એકાંતરીયો તાવ ત્રીજીઓ ચોથીઓ તાવ મટે છે. જે દિવસે તાવની વારી હોય તે દિવસે બાંધવાથી તાવ અટકી જાય.

**દાદર**—ટંકણખાર, ફુલાવેલી ફટકડી, અને આમલસારો ગંધક સરખે વજને લઇ ચુર્ણ કરી તેના સમ ભાગે તેમાં સાકર મેળવી ૫ મિનિટ સુધી દાદર ઉપર ખુબ રગડવું. એવી રીતે રોજ ૩ વાર દિવસ ૫ ૭ વખત લગાવવાથી જુનામાં જુની દાદર મટી જાય છે, લાહ્ય બળતી નથી.

**કોઢ**—ભેંસનું શીંગડું લઇ તેના પોલા ભાગમાં મરેલા કાળા સાપના ટુકડા ભરીને તેને એક હાંલ્લીમાં મૂકી હાલ્લીનું મોં બંધ કરીને તેને કપડ મટી કરી ૧૦ શેર છાણાંમાં આગે ફૂંકી દેવું પછી ટાઢું થયે તે હાંલ્લીમાંથી તે શિંગડું કાઢી તેને બારીક વાટી અથવા તેલમાં ઘૂંટી કુષ્ટ ઉપર લગાવવાથી કોઢના ડાઘ ૧૫ દિવસમાં મટી જાય છે. (અજમાવવા જેવો પ્રયોગ છે)

**આંચકી**—ભાંગરાનો રસ ૧ તોલો, કુંવારનો રસ ૨ તોલા, આદાનો રસ ૧ તોલો, નગોડનો રસ ૪ તોલા, અગથીયાનો રસ ૩ તોલા એ બધાંના રસથી ચાર ગણું નારીએળીનું પાણી ભેળવી સર્વને ઉકાળવું. તેમાં થોડા ચોખા નાંખી ખાર કરી તે રસમાં એક બે વખત ગોળની સાથે ખાવાથી આંચકી મટી જાય છે.

**દાંતના સણકા**—ભોંયરીંગણીનો ધુમાડો સળીદ્વારા દાંતના દુઃખતા ભાગ ઉપર લેવાથી દાંતના કીટનો નાશ થઇ દાંતના સણકા મટે છે, એક કોઠીયામાં દેવતા રાખી તે ઉપર ભોંયરીંગણીનાં બી મૂકવાં પછી તે ઉપર ઘડો ઉંધો ઢાંકવો અને તેને એક કોરાણે નાનું કાણું પાડવું. તે કાણામાં કે એરંડાની પોલી ભુંગળી રાખી તે ભુંગળી રાખી તે ભુંગળીનો બીજો છેડો દાંત દુખતો હોય તે ભાગ ઉપર રાખવો જેથી દાંતના સણકા, અવાળુ, શાળ મટે છે. દાંતમાં સજો થયો હશે, દાત ખવાઇ જતો હશે. અને તે દાંતના સણકા કશાથી એટલે, અફીણ, તજનું તેલ વિગેરેનાં પુમડાં રાખ્યા છતાં ન મટયા હશે તે મટી જાય છે.

**દમ**—ભોંયરીંગણીના ફળના ઉકાળો સિંધવલુણ અને હિંગ સાથે આપવાથી સખ્ત દમ મટે છે.

**બાળકોના ઝાડા**—મરડાશીંગીનું ચુર્ણ ૧ વાલ પાણી સાથે ફકાવવાથી બાળકોના ઝાડા, મરડો, ચુંક, પેટના આંકડા મટે છે,

**સાપનું ઝેર**—અરીઠાંના ફળને પાણીમાં ઘસી આંખે આંજવાથી સાપનું ઝેર ઉતરે છે, તેમજ અરીઠાંને પાણીની અંદર વલોવી (ઘસી) તે ફીણવાળું પાણી જેને સાપ કરડયો હોય તેને પાવાથી ઝેર ઉતરે છે.

**હેડકી**—અશાળીયાના દાણા પાવલીભાર લઈ આઠ ગણા પાણીમાં નાંખી સારી પેઠે ચોળી લુઆબ કરવો. તે ગાળીને તે પાણી ૨ તોલા પાવાથી હેડકી બેસી જાય છે.

**ભગંદર**—દારૂહળદરના ચુર્ણને આકડાના અને થોરના રસમાં ઘુંટીને ભગંદર ઉપર લગાવવાથી તે જલદી રૂઝાય છે.

**સમાપ્ત.**

